*THE LIFE OF JESUS.*

# ઇશુનું ચરિત્ર વર્ણન.

૨૦૦૦/-

## પાઠ ૧.

૧. **ઇશુનું નામ.** "ઇશુ" અથવા "યહોશુઆ" એટલે "યહોવાએ આપેલું તારણ ' તથા "જે તારશે તે." માત્થી ૧. ૨૧. "ખ્રીસ્ત" અથવા "મસીહ" એટલે "અભિષિકત કરેલો." જે પર તેલ રેડેલું છે તે. ઠરાવેલો રાજા. ઠરાવેલો યાજક.

૨. **ભવિષ્ય વચનો.** જે વખ્ત મસીહ આવશે તે વખત યહુદા દેશનો **એક રાજા તથા રાજ્ય સભા હોવી જોઇએ. મંદીર ઊભું હોવું જોઇએ.** ઉત્પતિ ૪૯. ૧૦. મલખી ૩. ૧. હાગાય ૨. ૭.

યરૂશાલેમને ફરીથી બાંધવાનો હુકમ નીકળ્યો તે વર્ષથી લઇને ઇશુ આવે ત્યાં સુધી ૪૯૦ વર્ષો થવા જોઇએ. દાનીયેલ ૯. ૨૪. ૨૫.

તે અનાદી છે તથા બેથલેહેમમાં જન્મ પામશે. મીકાહ.
૫, ૨.

તેની મા કુંવારી હોશે. યસાયા ૭. ૧૪. ૧૫.

૩. **પુરૂં થયું.** હેરોદ રાજા હતો. રાજ્યસભા બેસ્તી હતી. મંદીર ઊભું હતું. મરીયમ કુંવારી હતી. યરૂશાલેમને ફરીથી બાંધવાનો હુકમ નીકળ્યા પછી ૪૯૦ વર્ષો થયા ત્યારે ઈશુ આવ્યો.

ઇશુ ૧૨ વર્ષનો છોકરો હતો ત્યારે તે મંદીરમાં ગયો અને તેજ વર્ષે યહુદાહ દેશનો રાજા કહાડી મુકવામાં આવ્યો અને કોપોનીઅસ રૂમીઓનો એક હાકિમે અધિકાર ચલાવવા લાગ્યો વળી ત્યારથી લઇને આજ સુધી યહુદા દેશનો બીજો રાજા થયોજ નથી.

વધસ્થંભપર ઈશુ જડાઇ ગયો પછી ઇશુના આવવા વિષે ભવિષ્વાદીઓએ બતાવેલી **સઘળી એંધાણીઓ કહાડી નાંખવામાં આવી.**

૪. **ઈશુના જન્મ વિષે** ખબર આપવામાં આવી. લુક. ૨.
૮—૨૦.

૫. **ઇશુનું ભજન વગેરે** કરવામાં આવ્યું. માત્થી ૨.

## પાઠ ૨.

ઇશુનું પરિક્ષણ થયું તેથી આપણે **ચેતાવણી પામીએ છીએ.** ૨ જું કોરીંથી ૨. ૧૧.

**દિલાસા પામીએ છીએ** "તેણે પાપ કીધું નહીં." હેબ્રી ૨. ૧૮ તથા ૪. ૧૫.

**ખાત્રી થાય છે.** ઇશુએ જીત્યો તેથી અમને જય પમાડી શકે છે.

**સેતાનની સાથે લડાઇ કરવાની રીત બતાવે છે.** પ્રાર્થના કરવી. પોતાનો નકાર કરવો. બાઇબલ વાંચી તેનો વિશ્વાસ કરીને તેપર અમલ કરવો.

ઇશુનું **પરિક્ષણ થાય માટે આત્મા** તેને લઇ ગયો. દેવ લઇ ગયો તેથી દેવે પણ જય પમાડયો. લુક. **૧૧.** ૪.

ઇશુ જુના કરારમાંથી દાખલા આપ્યા.

૧. પુનરનિયમ ૬. ૧૩.

૨. પુનરનિયમ ૬. ૧૬.

૩. પુનરનિયમ. ૮. ૩.

આદમ વાડીમાં પરખાયો ઇશુ રાનમાં.

આદમ સુખ પામતો હતો અને હાર પામ્યો.

ઇશુ આત્માથી ભરપુર થઇ ૪૦ દિવસ સુધી ઉપવાસ કીધો અને જય પામ્યો.

**સેતાન** પહેલાં દૂત હતો પણ પોતાને મેળે પાપમાં પડયો. તે દેવ તથા માણસોનો શત્રુ છે.

**પરિક્ષણનું વરણન.** લુક ૪. માથી. ૪.

# પાઠ ૩.

| | |
|---|---|
| તેના પહેલા શિષ્યો. | યોહાન ૧. ૩૭—૫૧. |
| કાનામાં લગન. | યોહાન ૨. ૧—૧૧. |
| મંદિરમાં જાય છે. | યોહાન ૨. ૧૩—૨૫. |
| " માણુસનો પુત્ર." | દાનીએલ ૭. ૧૩—૧૪. |
| નિકોદીમસ. | યોહાન ૩ ૧—૨૧. |
| દેવનું રાજ્ય. | દાનીએલ. ૨ ૪૪. |
| સમરૂણી સ્ત્રી. | યોહાન. ૪ ૧ - ૪૨. |

સ્ત્રી ઉપદેશ આપે છે તેથી આખું ગામ મુકિત પામે છે.

| | |
|---|---|
| યોહાન બાપતિસ્મા દેનાર કેદખાનામાં. | માત્થી ૪. ૧૮—૨૨. |
| માત્થી અરપણ થાય છે. | લુક. ૬. ૧૨—૪૯. |

ઇશુ આખી રાત પ્રાર્થના કરે છે અને ૧૨ પ્રેરિતોને નેમે છે.

માત્થી ૧૦. ૫.

તેઓને ઉપદેશ આપવાને, રોગ મટાડવાને મુએલાને ઉઠાડવાને, ભૂત કહાડવાને, ગુજરાન ચલાવવાને તથા સતાવણીની આશા રાખવાને કહે છે.

| | |
|---|---|
| પહાડપરનું ભાષણ. | માત્થી, ૫. ૬. ૭. |
| ભવિષ્યવચનં પુરૂ થયું. | યસાયા ૯ ૧—૨. |

## પાઠ ૪.

સરકારી સુબેદાર ઈશુની પાસે આવે છે. માત્થી ૮. ૫—૧૩.

નૈનની વિધ્વા તથા તેનો છોકરો. લુક ૭. ૧૧—૧૭.

યોહાન પોતાના શિષ્યોને મુક્તિ પમાડવા ઇશુની પાસે મોકલે છે. માત્થી. ૧૧. ૧—૧૯.

ઇશું ફરોશીને ત્યાં જમે છે ને એક સ્ત્રી મુક્તિ પામે છે. લુક. ૭. ૩૬—૫૦.

ઇશુ ૧૨ પ્રેરિતોને લઇને ધુમ ફોજ કરે છે.

મરીયમ માગદાલેણ, ચુઝાની સ્ત્રી યોહાન્નાં સુસહાના અને બીજી ઘણી સ્ત્રીયો તેની સંગાતે જઇને ખાવાનું પુરૂં પાડે છે. માત્થી ૧૩ મો અધ્યાય જેહેરી દાણાનું દ્રષ્ટાંત. જહેરી દાણાંનું નામ ઝુવાન. ઘઊં જેવા દેખાય છે. ખાધાથી મેણો ચડે છે.

ઇશુ તોફાનને શાંત કરે છે. માત્થી. ૮. ૧૮—૩૪.

ઇશુ યાઇરસની દિકરીને સજીવન કરે છે. માત્થી ૯. ૧૮—૩૪.

પ્રેરિતો બહારનાં ગામડાંમાં જાય છે. લુક. ૯. ૧—૬.

ઇશુ ૫૦૦૦ માણુસોને જમાડે છે. લુક ૯. ૧૧—૧૭.

ઇશુ સમુદ્રપર ચાલે છે. માત્થી. ૧૪. ૨૨.

ઈશુ જીવનની રોટલી વીશે કહે છે. યોહાન ૬. ૨૬—૭૦.

એટલે આપણે ઈશુનો સ્વભાવ તથા આત્માં પામીએ તોજ ખરૂં જીવન પામીએ.

---

## પાઠ ૫.

ઇશુ વટાળ વિષે વાત કરે છે. માત્થી ૧૫. ૧—૨૦.

ઇશુ ફેનીકી દેશમાં જ્યાં બહુ વેપાર ચાલતો હતો ત્યાં જાય છે. એક કનાની સ્ત્રીની દિકરીમાંથી ભુત કહાડે છે. માત્થી ૧૫. ૨૧—૨૨.

ઇશુ ૪૦૦૦ ને જમાડે છે. માર્ક ૮. ૧—૧૦.

ગેનેસરેથ જ્યાં એ કામ થયું ગાલીલ સમુદ્રની ઉત્તરની તરફ એક જીલ્લો છે.

પીતર કબુલ કરે છે કે "તું ખ્રીસ્ત છે." માત્થી ૧૬. ૧૩—૨૦.

ખડક વિષે પાઊલ કહે છે કે, "તે ખડક તો ખ્રીસ્ત હતો" ૧ કરીંથી ૧૦. ૪.

ઇશુનું રૂપાંતર તાબોર પહાડપર. માત્થી ૧૭. ૧—૯. માર્ક ૯. ૨—૯. લુક ૯. ૨૮—૩૬.

તે વિષે પીતરની પોતાની શાક્ષી ૨ પીતર ૧. ૧૬—૧૮.

માછલાના મુખમાંથી કરનો રૂપીયો આપવામાં આવે છે. માત્થી ૧૭. ૨૪—૨૭.

ઇશુના ભાઇઓનો અવિશ્વાસ. યોહાન. ૭. ૪—૬.

ઇશુ ૭૦ શીષ્યોને બહાર મોકલે છે. લુક ૧૦. ૧—૩૨.

ઇશુ લાજરસને સજીવન કરે છે. યોહાન ૧૧. ૧૧—૪૪.

લાજરસ; માર્થા ને મરીયમ ઇશુ તથા પ્રેરિતોને જમાડે છે. યોહાન ૧૨. ૧—૧૧.

—o—

## પાઠ ૬.

ઇશુ યરૂસાલેમમાં દાખલ થાય છે. માત્થી ૨૧. ૧—૧૧.

ઈશુ મંદિરને શુદ્ધ કરે છે. માત્થી ૨૧. ૧૨—૧૭.

તથા ઇશુ અંજીરીને સુકાવી નાંખે છે.

પહાડ ખસાડનાર વિશ્વાસ. માર્ક ૧૧. ૨૦.

મંદિરનાં આગણામાં ઇશુનો કરેલો ઉપદેશ. માત્થી ૨૧. ૨૩—૨૩ ૨૯.

( ઘણા જુઠા ખ્રીસ્તો થયા છે.

આસરે ઇસ્વી સન ૧૦૦ એક જુઠા ખ્રીસ્તે ફોજ બનાવી. રૂમીયો તેઓમાંના પાચ કે છ હજાર ચેલાઓને મારી નાંખ્યા. ૨૦ કરતાં વધારે જુઠા ખ્રીસ્તો થયા છે.)

ઇશુના બતાવ્યા પ્રમાણે યુદ્ધ, ધરતીકંપો તથા દુકાળો થયા.)

યહુદા ઇસ્કારીઓત. માત્થી ૧૪—૨૫.

ઈશુ ૧૨ પ્રેરીતોના પગ ધુએ છે. યોહાન ૧૩. ૧—૨૦.

ઈશુનું છેલ્લું ભાષણ યોહાન. ૧૪. થી ૧૬.

ઈશુની પ્રાર્થના. યોહાન ૧૭.

ઈશુની વેદના. લુક ૨૨. ૪૩—૪૪.

ઇશુ પકડાય છે. લુક ૨૨. ૫૧.

— —

## પાઠ ૭

( યસાયા ૫૩ જુઓ. )

**પહેલાંથી** ઇશુ આનાની પાસે લઇ જવાય છે.

( આના ૧૧ વર્ષ સુધી મુખ્ય યાજક રહ્યો. જ્યારે યોહાન બાપતિસ્મા દેનારે કામ કરવા માંડયું તે વખત આના મુખ્ય યાજક હતો. યોહાન **૧૮.** ૧૨—૧૩. લુક **૩.** ૨. )

**બીજી વાર.** ઇશુ કાયફાની પાસે લઇ જવાય છે જે તેજ ધરમાં રહ્યો હશે. માથી **૨૬.** ૫૭. ( જે વર્ષમાં ઇશુ વધસ્થંભે જડાયો તે વર્ષમાં કાયફા મુખ્ય યાજક થયો. )

**ત્રીજી વાર.** ઇશુને રાજસભાની આગળ લઇ જાય છે. લુક **૨૨.** ૬૬—૭૧.

**ચોથી વાર.** ઇશુ પીલાતની આગળ લઈ જવાય છે. લુક **૨૩.** ૧—૭.

( પીલાત યુરોપીયન હાકેમ હતો તેણે ૧૦ વર્ષ સુધી યહુદા દેશપર રૂમીયો તરફથી સરદારી ચલાવી તે આકળા સ્વભાવનો, લાંચ લેનાર, નીર્દય માણસ હતો. ઇસ્વી સન ૩૬ મા વર્ષે તે પર દેશનીકાળનો હુકમ થયો, તે વિયેનામાં મોકલાયો ત્યાર પછી તેણે આપઘાત કીધો. )

**પાંચમી વાર.** ઇશુ તે હેરોદ રાજાની પાસે મોકલાય છે કે જેણે યોહાન બાપતિસ્મા કરનારનું માથું કાપી નંખાવ્યું. લુક **૨૩.** ૭. હેરોદે તેની મશ્કરી કરીને પાછો મોકલ્યો. ( હેરોદ તથા તેના ભાઇની વહુ એઓને માથે દંગાનો આરોપ મુકાયો અને તેઓ લીઓન્સમાં મોકલવામાં આવ્યાં ને ત્યાર પછી સ્પેન દેશમાં જઇને ત્યાં મરણ પામ્યા. )

**છઠ્ઠી વાર.** ઇશુ ફરીથી પીલાતની આગળ લઈ જવાયો.
માત્થી ૨૭. ૧૧—૨૬.

કાંટાનો મુગટ. યોહાન ૧૯. ૧—૧૬.

પીલાત, પીલાતની સ્ત્રી, હેરોદ, યહુદા, ઇસ્કારીઓત, રૂમી સુબેદાર તથા વધસ્થંભપર મરનાર ચોર, એ સર્વેએ ઇશુને ન્યાયી ઠરાવ્યો.

---

## પાઠ ૮.

ઇશુને પીલાતે કોરડા મરાવ્યા. યોહાન ૧૯. ૧.

( કોરડા મારવાની બે રીત હતી; એક, તો ચાબુકથી બીજી વાંસથી. ચાબુકની ૩ દોરડા હતા તેની સાથે યહુદીઓ ૧૩ વખત મારતા હતા પણ રૂમીયો તે કરતાં વધારે વખત મારી સકતા હતા, જેટલા વખત તે ચાબુક મારે તેટલા વખત એકેક દોરડા ચામડાને ફાડી નાંખી લોહી વહેવડાવતું હતું. )

સીમોનને વેઠે લઈ જાય છે. લુક ૨૩ ૨૬.

ઇશુ કહે છે, "પિતા તેઓને માફ કર." જ્યારે હાથ પગમાં ખીલા ભરાયા. લુક. ૨૩. ૩૪.

( વધસ્થંભ એ આડા રાખેલાં લાકડાંથી બનાવેલો હતો. ઊભા રાખેલા સ્થંભની વચ્ચે બેસવાને માટે લાકડાનો ટુકડો જડેલો હતો એ માટે કે શરીરના ભારના કારણથી હાથોમાં જડેલા ખીલાઓ હાથોને ન તોડી નાંખે. એકેક પગને વચ્ચે ખીલા

ઠોકાયા એ મરણ સૌ કરતા દુઃખદાયક છે. ઘાઓના કારણથી તાવ આવતો હતો. માથું પેટ તથા ફેફ્સા લોહીથી ભરાઇ જતાં હતાં. હૃદય ફાટી જાય એવું થતું હતું. દુઃખ આખો વખત આસ્તે આસ્તે વધતું જતું હતું.)

એક ચોર ઇશુની પ્રાર્થના કરે છે ને માફી પામે છે. મરીયમ વધસ્થંભની હેઠળ ઉભી હતી પણ ચોરે તેની વિનંતી ન હતી કીધી. માત્થી. ૨૭. ૩૫. મંદિરના પડદા ફાટી જાય છે. માત્થી ૨૭. ૫૧. ઈશુ સાંજના ૬ વાગે પહેલા દટાયો કેમકે સાંજના પોહોરનો સાબાથ ગણવામાં આવતો હતો. કબર ઉપર છાપ લગાડે છે. માત્થી ૩૭. ૬૫—૬૬.

---

## પાઠ ૯.

શિષ્યો એવું ધારતા હતા કે ખ્રીસ્ત સર્વ પૃથ્વિનો રાજા થશે, એ માટે જ્યારે ઇશુ મુઓ ત્યારે તેઓએ આશા મુકી દીધી.

સંદેહ તથા બીક રાખવાથી તેઓએ નબળા થઇ હિમ્મત મુકી દીધી.

જો રૂમી સીપાઇઓએ શિષ્યોને ઈશુના શબને લઇ જવા દીધું હોત તો તેઓને મરવું પડત. દૂત ઊતરે છે. પહેરાવાળાને મુર્છા થાય છે. માત્થી ૨૮ ૧—૨.

કબરની પાસે સ્ત્રીઓ પહેલાથી આવી હતી ઈશુ તેઓને પ્રેરિતોને ખબર આપવા સારૂ મોકલે છે. તેથી પહેલી સુવાર્તીકા સ્ત્રીયો હતી. માત્થી ૨૮.૧—૧૦.
યોહાન ૨૦. ૧—૧૮

ઇશુ બે શિષ્યોને ઇમાઉસ ગામ જતાં રસ્તામાં મળે છે.
લુક ૨૪ ૧૩.

ઇશુ ૧૧ શિષ્યોને મળે છે. યોહાન ૨૦. ૧૯.

ઇશુ ૭ શિષ્યોને મળે છે અને તેઓને માટે ખાવાનું તૈયાર કરે છે. તે વખત પીતરની પાસે ૩ વખત કબુલ કરાવે છે.
યોહાન ૨૧. ૧—૨૪

( પીતર રૂમમાં, માથું નીચે અને પગ ઊંચા એવી રીતે વધસ્થંભપર મરણ પામ્યો. )

ઇશુ ૧૧ને ગાલીલમાં મળે છે. માત્થી ૨૮.

૫૦૦ કરતા વધારે ઇશુને જુવે છે. ૧ કરીંથી ૧૫ ૬.

પાઊલ ઇશુને મળ્યો. પ્રેરિત ૧. ૫—૬.

ઇશુ આકાશમાં જાય છે. લુક ૨૪. ૫૦—૫૧.

શિષ્યોનો સવાલ. પ્રેરિત ૧. ૬—૯.

---

## પાઠ ૧૦:

## પેટીકોસ્ટ.

( એટલે પચાસમો દિવસ. )

તમે પવિત્ર આત્માથી બાપતિસ્મા પામશો. પ્રેરિત ૧. ૫.

( **પવિત્ર આત્મા કોણ છે ?** ( ૧. ) ઇશ્વરનો સ્વાસ. યોહાન ૨૦. ૨૨. ( ૨. ) સત્યનો આત્મા. યોહાન ૧૫. ૨૬.

( ૩. ) દેવનો આત્મા. ૧ કરીંથી ૨; ૧૧—૧૨, ( ૪ ) પુત્રનો આત્મા. ગલાતી ૪ ૬. પિતા પુત્રને મોકલે છે, પિતા પુત્રને મળીને પવિત્ર આત્માને મોકલે છે. તેણે જગતને ઉત્પન્ન કીધું.

ઉત્પતિ ૧. ૨. ગીત ૩૩. ૬.
અયુબ ૩૩ ૪. ગીત. ૧૦૪ ૨૧—૩૦.

તે ઇશ્વરી પુરૂષ છે. તે મોકલાય છે. યશાયા ૪૮. ૧૬.

પવિત્ર આત્મા "જુએ છે", સાંભળે છે, "દેવની ઊંડી વાતોનો શોધ કરે છે."

પવિત્ર આત્માની શાક્ષી. આત્માનું ફળ ગલાતી ૫. ૨૨. દેખાડે છે. એ ફળ આપણામાં જણાય છે તો પવિત્ર આત્મા "તમે દેવનાં છોકરાં છો" એવું આપણને કહે છે.

પવિત્ર આત્મા હમેશાંથી જગતમાં રહે છે તે પ્રેરીતોને પોતાને અરપણ કરવા વિષે તેઓપર જોર કરતો હતો એ માટે કે તે તેઓને ભરપુર કરવા તથા તેઓને પરાક્રમ આપવા ચાહ્યું.

પ્રેરિતો તથા સ્ત્રીયો પ્રાર્થનામાં લાગુ રહ્યાં. પ્રેરીત ૧. ૧૨ -૧૪.

કાપણીના પર્વને બંધ થતી વખતે પવિત્ર આત્મા તેઓપર આવ્યા ને તેઓ સર્વ ભરપૂર થયા. સઘળા લોકો તેઓની વાત સમજી શકયા. પ્રેરીત ૨. ૧.

૩૦૦૦ મુક્તિ પામ્યા.
ઉઘરાણીઓ વધી.
સઘળા ખુશ હતા.

---

# *THE DOCTRINES OF THE SALVATION ARMY.*

# મુક્તિ ફોજનો મત.

---

## *LESSON I. GOD.*

## પાઠ ૧.

### ઇશ્વર વિષે.

**ઈશ્વર છે એ માનવાનાં** મુખ્ય ૪ **કારણો બતાવી સકીએ છીએ.**

જે વસ્તુઓને હું જોઉં છું તે ઉત્પન્ન થએલી છે. અને તેનો ઉત્પન્ન કર્ત્તા હોવો જોઇએ. તે માણુસથી બની શકેજ નહિ.

મારા મનમાં આપો આપ એવી લાગણી છે કે ઈશ્વર છે, ને હું જે જે જોઉં છું તે એ મત સાથે મળે છે.

બાઈબલ કહે છે કે ઈશ્વર છે.

ઇશ્વરે મારાં પાપ માફ કીધાં છે.

એ ચાર કારણો સાથે મળીને દેવ છે એવી ખાત્રી આપે છે.

**બાઇબલ ઇશ્વરના કેટલાક ગુણો બતાવે છે જેમકેઃ—**

તે સર્વ શક્તિવાન છે, સર્વ કરી શકે એવો.

તે સનાતન છે, હમેશાથી હમેશા સુધી રહેનાર.

તે સ્વયંભૂ છે, એટલે બીજાથી ઉત્પન્ન થયા વગર તથા બીજાથી રક્ષણ પામ્યા વગર સ્વતંત્ર રહે છે.

તે સર્વ જ્ઞાની છે, સર્વ જોનારને સર્વ જાણનાર.

તે સંપુરણ સારો છે, પરમ પવિત્ર.

તે સંપુરણ બુદ્ધિવાન છે, હમેશાં જે કરવું જોઇએ તે કરે છે, કદી ભૂલ કરતો નથી. વગેરે.

**ત્રીએકપણું. ઇશ્વર ત્રીએક છે.**

૩ મળીને એકજ દેવ છે.

પીતા ઇશ્વર.

પુત્ર ઈશુ ખ્રીસ્ત.

પવિત્ર આત્મા સંબોધક તથા દીલાસો આપનાર.

**બાઇબલ પિતા પુત્ર તથા પવિત્ર આત્માના વિષે સરખી રીતે બતાવે છે તેથી દેવ ત્રીએક છે એ સાબીત થાય છે.**

ત્રણેને સરખાં નામો આપેલાં છે.

ત્રણેનાં સરખાં કામો બનાવેલાં છે.

ત્રણેની ભક્તિ કરવાને સરખી આજ્ઞાઓ આપેલી છે.

## *LESSON II. JESUS CHRIST IS GOD.*

## પાઠ ૨.

### ઈશુ ખ્રીસ્ત દેવ છે.

**ઇશુ ખ્રીસ્ત દેવ છે એના ૬ સિદ્ધાંતો છે.**

તે વિષેની સધળી ખબર બાઇબલથી મળે છે.

૧. ઈશુ ખ્રીસ્ત દેવ કહેવાય છે.

૨. ઈશુ ખ્રીસ્તમાં દેવનાં સર્વ ગુણો સમાયલા છે.

૩. શાસ્ત્ર કહે છે કે ઈશુએ એવાં અદ્દભૂત કામો કીધાં કે જો તે માણસ જ હોત તો તેથી એવાં કામ થાત જ નહિ. જેમકે યોહાન ૧. તેણે જગતને પેદા કીધું.

૪. બાઇબલ કહે છે કે દૂતોએ તથા પ્રેરીતોએ તેની ભક્તિ કીધી તથા આપણને તેની ભક્તિ કરવાને આજ્ઞા આપે છે. વળી બાઈબલ કહે છે કે એકજ દેવ સિવાય બીજા દેવની સેવા ન કરવી. તેથી જો ઇશુ દેવ નથી તો બાઇબલ સાચું નથી.

૫. ઇશુએ એવો દાવો કીધો કેઃ—

(૧). હું દેવ છું.

(૨). હું એવી પ્રીતિને લાયક છું કે જે દેવ સિવાય બ્યાજબી રીતે બીજા કોઇપર રખાય નહીં.

૬. ઇશુએ આપણને તારયા છે તેથી જાણીએ છીએ કે તે દેવ છે.

**નામ, ગુણ, કામ, ભક્તિ, દાવો, અનુભવ.**

---

## *LESSON III. HOW WE BECAME SINNERS.*

### પાઠ ૩.

### આપણે કેવી રીતે પાપી થયા તે વિષે.

**આપણા પતિત થવાનું કારણ એ છે કે આપણાં પૂર્વજો આદમ તથા હવાએ ઇશ્વરના કરતાં સેતાનપર વિશ્વાસ રાખવાને વિશેષ પસંદ કીધું.**

સેતાને તેઓને પારખ્યાં. તેઓએ તેનું સાંભળ્યું તથા માન્યુ તેથી પતિત થયાં.

**જે સજા તેઓને મળી તે એ પ્રમાણે:—**

(૧). તેઓ પોતાની પવિત્રાઇને ખોઇ નાંખી.

(૨). ઇશ્વરની કૃપાને ખોઇ નાંખી.

(૩). તેઓ દોષીત ઠરાવાયા.

(૪). તેઓ નર્કના જોખમમાં આવ્યા.

**આદમ તથા હવાના પતિત થયાથી સૌને અસર લાગી.**

(૧). આપણે એદનવાડીનું સુખ ખોઇ નાંખ્યું.

(૨). આપણા આત્માઓએ દેવની સમક્ષતા ખોઇ.

(૩). આપણો સ્વભાવ ભ્રષ્ટ થએલો છે તેથી તે આપણને પાપમાં દોરે છે.

( ૪ ). પરિણામે આપણે દેવના શ્રાપ તળે આવ્યા.

**દરેક પાપનું મુળ આદમના પાપમાં મળે છે.**

આદમે કીધું તે પાપમાં હેઠળનાં પાપ આવી જાય છે.

( ૧ ) અવિશ્વાસ.
( ૨ ) લોભ.
( ૩ ) અણુંપકારીપણું.
( ૪ ) અભિમાન.
( ૫ ) દંગો.

સર્વ લોકો આજકાલ થોડા કે વધારે આપસ્વાર્થી હોય છે તેથી એ પાપો સર્વ લોકોમાં જણાઇ આવે છે.

**આપસ્વાર્થ એટલે,**

બીજાના ફાયદાની દરકાર કીધા વિના તથા દેવના મહીમાની ચિંતા કીધા વગર પોતાની ઇચ્છા પૂરી કરવી તે. એથી જે છેક ઉલટું છે તે પરમાર્થ છે અને આપસ્વાર્થ પાપ છે તેથી પરમાર્થ ધર્મ છે.

**સેતાન આપસ્વાર્થનો સાર છે.**

**ઇશ્વર ધર્મનો સાર છે એટલે પ્રીતિ કે પરમાર્થ.**

---

## *LESSON IV. REDEMPTION.*

## પાઠ ૪.

## ખંડણી.

**એ મત વિશેષ અગત્યનો છે કેમકે,**

બીજા મતો કરતાં આ વિષે વિશેષ ગાયન તથા ભાષણ કરીએ છીએ.

આપણા બીજા સઘળા મત વિશેષે કરીને આ મતના સત્યને આધારે રહે છે.

"ખંડણી" વિષે સઘળી સાબીતીઓ બાઈબલમાં મળે છે. બાઇબલ ન હોત તો તે વિષે આપણે કંઈ પણ નહીં જાણત.

"ખંડણી"નું કારણ તથા મુળ પાયો દેવની પ્રીતિ છે.

"ખંડણી" ઇશુ ખ્રીસ્તના મરવાના કારણથી આપણને મળે છે.

**"ખંડણી" એટલે શું ?**

૧. યજ્ઞવડે છુટકો.
૨. મુળ આપીને ઘરેણે મુકેલી ચીજને છોડાવવી તે.
૩. વેચાતું આપેલું ફરીથી ખરીદી લેવું તે.

એ માટે જ્યારે ઉપદેશમાં એ શબ્દ વપરાય છે ત્યારે એનો અર્થ એવો થાય છે કે ખ્રીસ્ત આપણે સારૂ મુઓ તેથી આપણે મુક્તિ પામી સકીએ છીએ.

"ખંડણી"નું કામ કરવા **સારૂ દેવે ત્રણ ઉપાયો** કીધા છે.

**૧ લો ઉપાય** ઇશુ ખ્રીસ્તનું જીવન તથા દુઃખ તથા મરણ. ઇશુએ જે કીધું તે નીચે પ્રમાણેઃ—

( ૧ ) ઉપદેશવડે તેણે આપણને દેવની ઇચ્છા શી છે તે જણાવી.

( ૨ ) તેની ચાલથી તેણે આપણને નમુનો આપ્યો છે.

( ૩. ) તેના મરણથી તે આપણાં પાપોને સારૂ પ્રાયશ્ચિત થયો છે.

**૨ જો ઉપાય.**

પવિત્ર આત્મા આપણાં પાપ વિષે ખાત્રી આપે છે.

**૩ જો ઉપાય.**

દેવના લોકો શાક્ષી પૂરે છે. પાપને લીધે માણસ દેવથી જુદો કરાયલો હતો તેનો પ્રાયશ્ચિતવડે દેવની સાથે ફરીથી મેળાપ થાય છે.

**પ્રાયશ્ચિતની અગત્યતા.**

પ્રાયશ્ચિત વગર ઇશ્વર પાપ કરી શકતો નથી. એમ કરે તો તે પોતાના નિયમોને ગણકારતો નથી એમ ઠરે. જો તે પોતાના નિયમો ભંગ થવા દે અને તેની સજા આપે નહિ તો તે પોતે પોતાના નિયમોનું ઉલંઘન થવા દેવામાં સાંમેલ ઠરે છે. તથા તે નિયમો પોતેજ રદ કરે છે એવું ઠરે.

ખ્રીસ્તનાં મરણ વગર જો દેવ પાપ માફ કરત તો તેથી દેવથી પેદા થએલાં સર્વ પ્રાણી તથા દૂતો વગેરેને નુકશાન થાત.

**કેવળ ઇશુના યજ્ઞથીજ નિયમશાસ્ત્ર પુરૂં થઇ સકે છે.**

જે પોતે અપરાધી છે તે પ્રાયશ્ચિતને માટે યોગ્ય છે.

સર્વ માણસો અપરાધી છે.

કેવળ ઇશ્વરી પુરૂષ એવું યજ્ઞ કરી શકે છે પણ માણસે પાપનું દુઃખ વેઠવું જોઇએ.

ઈશુ માણસ થયો તેથી દુઃખ વેઠી શક્યો અને તે છતાં દેવનો પુત્ર હોવાથી તે પ્રાયશ્ચિત કરી શક્યો.

એથી ઇશુ નીષ્પાપી માણસ તથા ઇશ્વર પણ છે તેથી તે એવું પુણ્યશીલ યજ્ઞ કરી શક્યો કે જેથી નિયમશાસ્ત્ર પૂરૂં થયું.

**શાસ્ત્ર (બાઇબલ) પ્રાયશ્ચિતનો મત હુંઠેઠથી શીખાડે છે.**

જે સઘળી કલમોમાં એવું બતાવવામાં આવે છે કે ઇશુ (૧.) ખંડી લેનાર છે (૨) ત્રાતા છે (૩) બદલો છે (૪) મેલાપ કરાવનાર છે.

હું પ્રાયશ્ચિત કરવા સારૂ આવ્યો છું. એવું ઇશું પોતે શીખાડ્યું જેમકે:—

૧. જ્યારે તે પોતાને ખંડણી કહે છે

૨. આકાશથી ઉતરેલી જીવતી રોટલી.

૩. ઘેટાંને બદલે જીવ આપનાર.

૪. પાપની માફીને અર્થે લોહી વહેવડાવનાર.

**ઈશુનું પુનરૂત્થાન તથા આકાશ ગમન** એ એવી સંપુરણ સાબીતી આપે છે કે ઇશ્વરે તેના પ્રાયશ્ચિતનો અંગીકાર કર્યો છે.

## *LESSON V. THE EXTENT OF THE ATONEMENT.*

## પાઠ ૫.

## પ્રાયશ્ચિતના હદ્દ વિષે.

કેટલાએક ખ્રીસ્તીઓનો એવો મત છે કે જે પ્રાયશ્ચિત ઇશુએ કીધું તે થોડાજ લોકોને માટે કીધું અને તેથી થોડાજ લોકો મુક્તિ પામશે.

આપણે મુક્તિ ફોજવાળા એવું માનીએ છીએ કે ઇશુ સઘળા લોકોને માટે મુઓ અને તેથી સઘળા લોકો મુક્તિ પામી સકે છે.

બીજા ઉપદેશના કરતાં આ મત આપણાં કામપર વિશેષ અસર કરે છે. તેથી એ બહુ અગત્યનો ઉપદેશ છે.

બધી સભાઓમાં આપણે એ વિષે ઉપદેશ કરીએ છીએ. તથા સાક્ષી આપીએ છીએ.

આપણે સદા એવું ગાઇએ છીએ તથા બોલીએ છીએ કે ઇશુ સઘળાને કાજે મુઓ છે.

એવું માનીએ છીએ માટે તેનું કારણ જાણવું એ આપણે માટે બહુ જરૂરનું છે.

આપણા બધા મતનો પાયો બાયબલમાંથી હોવો જોઇએ. જો ઈશુ થોડાનેજ વાસ્તે મુઓ હોય તો તે વિષે બાયબલમાં કંઈ સ્પષ્ટ વાત બતાવવી જોઇએ. માટે આપણો સવાલ એ છે કે બાયબલ એ વિષે શું કહે છે? બાયબલ કહે છે કે, 'દેવ પ્રીતિ છે.'

ઈશુ થોડાજ લોકને સારૂ મરણ પામ્યો એવું માનવાથી 'દેવ પ્રીતિ છે,' આ વાતને રદ કરીને દેવને નિર્દય ઠરાવીએ છીએ.

"બાયબલ કહે છે કે, ઈશુ આખા જગતને માટે મુઓ કે કોઈ નાશ ના પામે.

"બાયબલ કહે છે કે, આખી સૃષ્ટીને સુવાર્તા પ્રગટ કરો." કે ઈશુ નાશ પામનારાને માટે મુઓ" તે સર્વ તારણ પામનારાઓને માટે મુઓ એવું સૌ માને છે. તેથી તે સર્વને માટે મુઓ એ નક્કી વાત છે.

ઇશુ થોડાજને માટે મુઓ, અથવા તે સઘળાને માટે નહિ મુઓ એવું બાઇબિલમાં કોઇ જગ્યે કહેલું નથી.

મુખ્યત્વે કરીને અમે નીચેનાં કારણોને લીધે પ્રાયશ્ચિતના ફાયદાની હદ બાંધેલી છે એવું માનતા નથી:—

૧. કેમંકે, બાયબલ એવું કહેતું નથી પણ એથી છેકજ ઉલટું કહે છે.

૨. દેવ પ્રીતિ છે.

૩. આખા જગતમાં સુવાર્ત્તા પ્રગટ કરવાની આજ્ઞા બાઇ-બલમાં છે.

૪. જો ઇશુ સર્વેને માટે મુઓ નથી તો તે મારે સારૂ મુઓ એની મને શી ખાત્રી?

૫. ઇસુ થોડાને જ માટે મુઓ એવું માનવાથી દેવનુ કામ કોઇ માણુસ આતુરતાથી કરે નહિ.

જો આપણે એવું જાણુતા હોત કે જેને માટે ઇશુ મુઓ નથી એવો એકજ માણુસ છે તો તેથી આપણાં કામમાં ઘણી અડચણુ લાગત.

જે લોકો એ મત માને છે તેઓ જે કલમોમાં ઇશુ આખા જગતને માટે મુઓ એવું લખેલું છે તે જગ્યાપર "આખા" શબ્દની પાછળ "નિવડેલા" શબ્દ ઘાલે છે.

પોતાના મતને અનુકુળ થવા માટે બાયબલની વાતોમાં ફેરફાર કરવાની જે ચાલ તેને શાસ્ત્ર સખત દોષીત ઠરાવે છે.

પ્રકિટકરણુ ૨૨. ૧૮—૧૯.

દ્રષ્ટાંતવચન ૩. ૫—૬

# LESSON VI. THE FINISHED WORK OF CHRIST.

## પાઠ ૬.

## ખ્રીસ્તનું પુરૂં કરેલું કામ.

૧. 'ખ્રીસ્તનું પુરૂં કરેલું કામ' એ વાક્ય બાઇબલમાં નથી.

૨. જે એ મતને માને છે તેઓનું કહેવું એવું છે કે, ઇશુએ પાપીને માટે સઘળું પુરૂં કર્યું, થએલાં તથા થવાનાં પાપને માટે પ્રાયશ્ચિત થઇને પાપનું દેવું વાળી દીધું છે અને હવે કેવળ ઈશુએ તે પ્રમાણે કીધું છે એ વાતપર વિશ્વાસ જ લાવવાનેજ બાકી છે.

૩. એ પ્રમાણે અમે માનતા નથી: જો માનીએ તો નીચેની બે વાતોમાંથી એકને સાચી માનવી પડે:—

(૧.) એટલે ઇશુએ પાપીને માટે બધું પુરૂં કર્યું છે તેથી કોઇને મહેનત કીધા વગર છેવટે સઘળા લોકો તારણ પામશે. એ વાત, અથવા તો:—

(૨.) બાયબલ એવું સાફ દેખાડે છે કે કેટલાકનો નાશ થશે તેથી આપણે એવું માનવું પડે કે ઇશુ કેવળ તારણ પામેલાને માટે જ મુઓ છે. જે ભૂલ થાત પણ બાયબલ કહે છે કે ઇશુ સઘળાને માટે મુઓ છે જેમ આપણે આગલા પાઠમાં જોયું છે.

માણુસના પાપ તથા ઇશુના પ્રાયશ્ચિત વિષે એક મોટી ભૂલ કરવાના કારણથી એ મત પેદા થયો છે. કારણ કે માણુસો પાપનું દેવું તે પૈસાના દેવાની સાથે સરખાવે છે પણ યાદ રાખો કે બાઇબલ માણુસના પાપની એવી ઉપમા કોઇ જગ્યાએ આપતું નથી.

દેવ માણુસની પાસેથી નાણા માગતો નથી પણ એવું માગે છે કે માણુસ તેની પ્રીતિ કરીને આજ્ઞાઓ પાળે.

દાખલા તરીકેઃ—પૈસાનું દેવું બીજા માણુસથી વળાય એવું છે પણ પ્રીતિ તથા આજ્ઞા પાલનનું દેવું બીજાથી કદી નહીં વળાય. દરેકે પોતે જ વાળવું જોઇએ.

વળી એ ભૂલ થવાનું બીજું કારણ એવું છે કે તેઓ એવું માની બેઠા છે કે, ખ્રીસ્ત સર્વને માટે મુઓ માટે બધાનું તારણ થશેજ. અને એવો વિવાદ ચલાવે છે કે, ' ખ્રીસ્ત અમથો મુઓ નથી.

બાઇબિલ બતાવે છે કે જેને માટે ખ્રીસ્ત મુઓ એવા કેટલાક નાશ પામશે.

ઇશુ સઘળાને માટે મુઓ છે એવું બાયબલમાં સાફ લખેલું છે પણ સઘળા લોકો બચી જશે એવું લખેલુંજ નથી. પણ જેઓ પસ્તાવો તથા વિશ્વાસ કરશે એઓજ મુક્તિ પામશે.

લોકોની મુક્તિ માટે દેવના ઇલાજ ઘણીવાર નિષ્ફળ થાય છે.

સંખ્યાબંધ લોકોને બોધ આપવામાં આવે છે તો પણ તેઓમાંથી ઘણાજ થોડા તારણ પામે છે. ખ્રીસ્ત તેમને માટે મુઓ નથી તેને માટે નહિ, પણ તેઓ શરત પાળતા નથી તે માટે.

ઇશુ ખ્રીસ્ત જે મેળાપનું કામ કરવા આવ્યો તે વિષે એ લોકો વારંવાર ભૂલભરેલી વાત કરે છે.

૧. તેઓ એવું કહે છે કે તેણે માણસનો દેવની સાથે મેળાપ કરાવ્યો પણ ખરૂં કહીએ તેણે દેવનો માણસોની સાથે મેળાપ કરાવવા મરણ ભોગવ્યું.

પણ એ મેળાપનું કામ જ્યારે માણસો પસ્તાવો તથા વિશ્વાસ કરે ત્યારે પુરૂં થાય એવું કીધું છે.

ત્યારે ઇશુના મરવાથી આપણને શો ફાયદો થયો છે?

૧. જો કે ઇશુ જેવી રીતે નાણાંનું દેવું વળાય એવી રીતે આપણા પાપનું દેવું વાળ્યું નથી તો પણ તેણે પોતાનાં મરણવડે એવું કીધું છે કે દેવ પાપની માફી આપી શકે છે અને તે છતાં ન્યાયી પણ ઠરે છે. ઇશુ મુઓ ન હોત તો કોઇ માણસ માફી પામી નહિ શકત.

૨. ઈશુએ આપણા બચાવને માટે રસ્તો કરયો છે તેણે દરવાજો બનાવ્યો છે.

તેમાં થઇને જવાને તે આપણે માથે રહે છે.

તેથી ઇશુ પોતાને "બારણું" તથા "માર્ગ" કહે છે.

---

## *LESSON VII. ELECTION 1.*

## પાઠ ૭.

## પસંદ કરેલાં વિષે. ૧.

આ મત તે કાલવિન મત પણુ કહેવાય છે કારણુ કે જાન કાલવિન સાહેબ કરીને એક માણુસ ૧૬ મા શૈકામાં બહુ હઠે-ઠથી એ ઉપદેશ કરતો હતો.

એ મતનો પહેલો ઉપદેશક કાલવિન નથી પણ ઇસ્વીસન આસરે ૪૦૦ વરસપર સેંત આગસ્ટીન નામના એક માણુસ પ-હેલા પ્રથમ એ મત પ્રગટ કર્યો.

**કાલવિન મતવાળા એવું માને છે કેઃ**—માણુસોની ભલાઈ કે ભુંડાઈ તરફ નજર કર્યા વિના ઇશ્વરે અમુક ગણુ-ત્રીના માણુસોને તરવાને ઠરાવ કીધો છે.

અને બાકીના લોકો તેઓ ભલા અથવા ભુંડા હોય તો-પણુ તે બધા નર્કમાં જશે.

**એ મત બાઇબલના કેટલીક કલમોપરથી સ્થાપન કરેલો છે,** જેમકેઃ—

૧. પીતર. ૧—૨.
૨. થેસ્સાલોનિકી ૨. ૧૩—૧૪.

એઓને તેઓ પોતાની સાથે સંબંધ ધરાવનાર વાક્યોથી જુદા પાડે છે અને અસલ અર્થ ફેરવી નાંખીને તેઓનો બીજો અર્થ દેખાડે છે.

શાસ્ત્રનાં એક બે વાક્ય લઇને તે પરજ કોઇ મતને સ્થાપન કરવો એ ખોટું છે અને જ્યારે એમ કરવાથી તેઓ દેવને જુદો પાડે છે ત્યારે વિશેષ ખોટું છે.

શાસ્ત્રનો ખુલાસો કરીએ તે વખત એક કલમ લઇને ઈશ્વરના ગુણ લક્ષણ વિરૂદ્ધનો અર્થ આપવો નહીં જોઇએ, તેમજ શાસ્ત્રના સાધારણ ઉપદેશની વિરૂદ્ધ અર્થ પણ આપવો ન જોઇએ.

"દેવ પ્રીતિ છે" એવું આખું શાસ્ત્ર શીખાડે છે પણ કાલ્વિન મત ઇશ્વર નીર્દય છે એવું શીખાડે છે.

બાઇબલ સાફ બતાવે છે કે ઈશુ સર્વને માટે મુઓ માટે જો કોઇ કલમમાં એથી ઉલટો અર્થ દેખાય તો એમ જાણવું કે તેનો તરજુમો ઠીક નથી અથવા તે સર્વકાળના જીવન માટે વગર સરતે પસંદ કરાય છે એ મતને લાગું પડતું નથી પણ બીજી કોઇ વાત વિષે છે.

## *LESSON VIII. ELECTION 2.*

## પાઠ ૮.

### પસંદ કરેલાં વિષે. ૨.

કાલવિનના શિષ્યો પસંદ કરેલાંના મતને સ્થાપન કરવા સારૂ કેટલીક બાયબલની કલમો દેખાડે છે પણ એ કલમોની તપાસ કરવાથી એવું માલુમ પડે છે કે તેઓની મતલબ તમામ જુદી હોય છે.

( ૧ ) "કેમકે તેડેલા ઘણા, પણ પસંદ કરેલા થોડા છે."
માથી ૨૨. ૧૪.

કાલવિન મતવાળા એનો એવો અર્થ આપે છે કે તારણને અર્થે થોડા જ લોકો પસંદ કરેલા છે—પણ તેનો ખરો અર્થ તેથી છેક ઊલટો છે.

**ટીકા**—કોઈ વાંધો કહાડતા કહેશે કે જો આ સઘળાને લાગુ પડતું હોત તો "સઘળા તેડેલા પણ પસંદ કરેલા થોડા છે એવું લખાયું હોત. પણ આ વાત લગનનાં દ્રષ્ટાંતની સાથે સંબંધ રાખે છે અને લગનના ભોજનમાં સઘળા, એટલે આખું સંસાર તેડેલું હતું એમ કહેવું એ બિલકુલ બુદ્ધિ વિરૂદ્ધ હોત.

વળી બાઇબલમાં બીજે ઘણે ઠેકાણે મુક્તિ પામવા સારૂ સઘળા તેડેલા છે તેથી આ કલમનો પણ એવો જ અર્થ આપવો જોઇએ.

રૂમીયોના ૯ મા અધ્યાયપર કાલવિન મતવાળા બહુ આ-ધાર રાખે છે; તેઓ એવું સમજે છે કે એ અધ્યાય 'પસંદ ક-રેલા' મત સ્પષ્ટ રીતે શીખાડે છે, પણ સંભાલીને તેની તપાસ કરવાથી એવું જણાશે કે તેનો અર્થ બિલકુલ એવો નથી.

એ આખો અધ્યાય કેટલાક વિશેષ રાજ વિષેના તથા ધર્મ વિષેના ખાસ હક્ક વિષે છે.

કલમ ૧૧ જુઓ.

યહુદીઓના અભિમાન તથા આપસ્વાર્થને લીધે પ્રેરિત યાકુબ અને ઇસાવનો દાખલો આપે છે કારણ કે યહુદીઓ એવું ચાહતા ન હતા કે આત્મીક ખાસ હક્ક બાબત વિદેશીઓ તે-ઓના બરોબર થાય.

આખું શાસ્ત્ર એવું શીખાડે છે કે માણસનું હમેશાંનું સુખ માણસના પોતાનાં વિશ્વાસુપણાજપર રહે છે.

હેબ્રી ૪. ૧. ૨ પીતર ૧. ૧૦.

૨ તીમોની ૪ ૭—૮.

જો. સારી લડાઇ લડે તથા વિશ્વાસુ થઈ રહે તો જ મ-ગટ પમાય.

## *LESSON IX. ELECTION 3.*

## પાઠ ૯.

## પસંદ કરેલા વિષે. ૩.

**પુર્વજ્ઞાન** તથા કોને અખંડ સ્વર્ગવાસ અને કોને અખંડ નર્કવાસ મળવાનો તે વિષે ઇશ્વરનું આગળથી કીધેલું નિર્માણ એ બે વાતનો ફરક સમજવાની મોટી જરૂર છે. જો એ વિષે ભૂલ થશે તો મોટો વાંધો પડશે.

**પુર્વજ્ઞાન** એટલે ફલાણું કામ બનશે એવું આગળથી જાણવું તે. **પૂર્વનિર્મિતકરણ** એટલે આગળથી ફલાણું કામ કરાવવું તે.

લોકોની સાધારણ ભુલ એવી હોય છે કે ઇશ્વર આગળથી ભવીષ સર્વ જાણે છે તેથી તે સૌ કરાવે છે એવું સમજે છે.

ફલાણું થશે એવું આપણે ઘણી વાતોના વિષે જાણીએ છીએ જેમકે ગ્રહણ થશે પુનમ થશે વગેરે તો પણ આપણે તે કરાવતા નથી તેમજ ઇશ્વર આગળથી જાણે છે કે મુક્તિ પામનારા કોણ થશે તે છતા તે આગળથી તે કરાવતો નથી.

રૂમીયો. ૮. ૨૯.

એ કલમના વિષે કાલવિન મતવાળા એવો ખુલાસો આપે છે કે કેટલાક માણુસ ઈશુના જેવા થવા સારૂ નિમેલા છે પણ બાયબલ એવું કહેતું નથી. બાયબલ એ મતને ઊલટું શીખાડે છે.

એ કલમનો ખરો અર્થ એવો છે કે દેવે એવો એક નિ· યમ બાંધ્યો છે કે જે કોઇ ઇશુનો અંગીકાર કરશે તે તેના સ્વરૂપમાં બદલાઇ જશે અને એ ઇશ્વરના પુર્વજ્ઞાન પ્રમાણે છે એને લીધે તેમાં કંઇ પણ ફેરફાર થતો નથી.

એ વાત એક મોટો મર્મ છે અને તેનો પૂરો ખુલાસો આ· પણે પરલોકમાં મળશે.

(૧.) આપણે કોઇ વાત પર વિશ્વાસ કરીએ ત્યાર પ· હેલા તેને સંપુરણ રીતે સમજવાની જરૂર નથી.

(૨.) જ્યારે શાસ્ત્ર એવું સાફ શીખાડે છે ત્યારે આપણે વિશ્વાસથી તેને માનવું જોઇએ.

આપણે જે વાત સમજી શકતા નથી તેટલા માટે તેનો નકાર કરવાને સંભાળવું જોઇએ. ઘણી વાતો માનીએ છીએ કે જે સમજી શકતા નથી.

---

## *LESSON X. THE HOLY GHOST.*

## પાઠ ૧૦.

### પવિત્ર આત્મા વિષે.

**પવિત્ર આત્મા એક વ્યકિત છે.**

જે પ્રમાણે આપણે ઇશ્વર પિતા તથા ઇશુ, ઇશ્વર પુત્ર વિષે બોલીએ છીએ તેજ પ્રમાણે આપણે પવિત્ર આત્મા વિષે બોલવું જોઇએ. તે ત્રીએક ઇશ્વરમાં ત્રીજી વ્યક્તિ છે.

**પવિત્ર આત્મા** એક અસર અથવા ઇશ્વર પિતાનો એક ગુણ નથી, પણ એક વ્યક્તિ છે એવું બાઇબલ સાફ શીખાડે છે.

**ફરોસીયોએ તેની નીંદા કીધી.**
**અનાન્યા તની આગળ જુઠું બોલ્યો.**
**તેની સામા થવાય એવી તે વ્યક્તિ છે.**

**નોંધ.** ગુણની નીંદા નહીં થાય અને તેની આગળ જુઠું ન બોલાય.

**વ્યક્તિને લાયક શક્તિઓ** પવિત્ર આત્માની પાસે છે એવું શાસ્ત્ર દેખાડે છે.

જ્ઞાન. ૧. કરીંથી. ૨. ૧૦.
બુદ્ધિ. એફીસી. ૧. ૧૭.

**બાયબલ કહે છે કે પવિત્ર આત્મા દેવ છે.**
**તે દેવ કહેવાય છે.**
તેનામાં **દેવના સઘળા** ગુણ છે.
**તે સદાકાળ ટકનાર છે.**

**તે સર્વ શક્તિવાન છે.**

**તે સર્વ જગ્યાપર હાજર છે.**

**તે સર્વ જોનાર તથા જાણનાર છે.**

**જે કામો ઇશ્વરજ કરી સકે તે કામો તે કરે છે.**

ઊત્પતિનું કામ.

નવો જન્મ આપવાનું કામ.

ઇશુને મુએલાઓમાંથી ઊઠાડયો.

**પાપીઓને મુક્તિ આપવી એ પવિત્ર આત્માનુ કામ છે.**

૧. પાપીઓનાં મનોમાં બોલવાથી

૨. મુક્તિ પામેલાઓની મારફતે કામ કરવાથી

પાપની ખાત્રી આપવી તે.

**નોંધ.** દેવના આત્માની સામા થવાય, અને જો પાપીઓ બહુ વખત સુધી તેની વાણી નહીં સાંભળે તો તે તેને નાશને સ્વાધીન કરે છે.

હોશીઆ ૪. ૧૭.

**પવિત્ર આત્મા વિશ્વાસ કરનારાને પવિત્ર કરે છે,** એ તેનું કામ છે.

કામ કરવા સારૂ **પવિત્ર આત્મા અમલદારોને ફોજમાં બોલાવે છે** એ પણ તેનું કામ છે.

પ્રેરિત **૧૩.** ૨.

પવિત્ર આત્મા **આપણા મનોમાં એવી શાક્ષી પૂરે છે** કે દેવે આપણો અંગીકાર કીધો છે એ આત્માની શાક્ષી કહેવાય છે.

રૂમી. ૮. ૧૬.

# LECTURES.

# લેકચરો.

---

## *LECTURE I. WORK.*

## લેકચર ૧.

### કામ વિષે.

નહેમ્યાહ ૪ થો અધ્યાય ૬ ઠી કલમ.

**"કેમકે લોકોને કામ કરવાનું મન હતું."**

એવા સઘળા અમલદારો જે જયવાન થવા ચાહે છે તેઓ 'કામ કરવાનું મન" રાખે એ જરૂરનું છે.

**નહેમ્યાહ** એટલે "યહોવાહ દિલાસો આપે છે."

તે **યહુદા કુલનો** માણસ હતો.

પોતાના બાપદાદઓનાં **શહેર બાંધવાને** તેને હુકમ મળ્યો હતો.

**જરૂબાબેલે મંદીરનો કોટ બાંધ્યો.**

નહેમ્યાએ શહેરનો કોટ બાંધ્યો.

બહારવાળા તથા અંદર વાળા શત્રુઓએ તેને સતાવ્યો.

તેણે બાવન દિવસોમાં શહેરનો કોટ પુરો કીધો.

આટલી જલદીથી શા રીતે કીધો?

"કેમકે લોકોને કામ કરવાનું મન હતું."

**જગતમાં ઉદ્યમીઓ કરતાં આળસુ વધારે હોય છે.**
આળસુ લોક **જય** પામતા **નથી.**

આળસુ રહેવાથી વધારે **પરિક્ષણો આવે** છે. આળસુ રહેવાથી **નિયમ વિરૂદ્ધની મોટાઇ** પામવાની ઇચ્છાઓ પેદા થાય છે. જેમકે હોદ્દાને લાયક થયા વગર તેની ઇચ્છા કરવી તે.

આળસુ રહેવાથી **નીરાશા** થાય છે બીજાં બધાં કારણોના કરતાં નિરાશાના કારણથી વધારે લોકો લડાઇમાં પડી જાય છે.

આળસ **માણસોને મારી નાંખે છે. જે મહેનત કરે છે તે લોકોને મુક્તિ પમાડે** છે. અને જે લોકોને મુક્તિ પમાડવામાં જયવાન થાય છે, તે મુક્તિ ફોજમાં ઊંચી પદવીએ ચડે છે.

કામ કરવું, **એટલે મગજને કામમાં લાવવું તે.** પાપીયોને કેવી રીતે મુક્તિ પમાડીએ, તે પોતે તેઓને મળવાથી અથવા આતુરતાથી તેઓને ઉપદેશ આપવાની મારફતે થશે એ વિષે તમારા મનમાં વિચારો કરવા તે.

કામ કરવું એટલે **ઠરાવ કરવાની શક્તિને કામમાં લાવવી તે.**

તમે ચાહો તે પ્રમાણે પોતાને બનાવી શકો છો.
કામ કરવાથી **પરિક્ષણો નિર્જીવ થાય** છે.
કામ કરવાથી શરીર, આત્મા, તથા મન **તનદુરસ્ત રહે છે.**

**મુક્તિફોજ આળસુ તુરંગીઓ દયાનું ડોળ રાખનારા, કે ઢોંગીઓ, એવાઓને માટે જગ્યા નથી,** જે માણસ દેવની કૃપાથી, તથા ટેવ રાખવાથી " કામ કરવાનું મન" પામ્યો છે તેવા માણસને માટે મુક્તિફોજ **આખા જગતમાં સૌ કરતાં વધારે આનંદી,** તથા હરખાવનાર, તથા લાભ પમાડનાર જગ્યા છે.

---

## *LECTURE II. HABITS.*

## લેકચર ૨.

### આદતો વિષે.

**આદતો એટલે** અમુક કામો, રીતો, ચાલ તથા કામ કરવાની રીતભાત.

**એઓમાંની કેટલીક સ્વભાવીક** છે અને કેટલીક **શીખવી પડે** છે અને વારંવાર તેવું કરવાથી તેઓ **અસલ** સ્વભાવીક જેવી થાય છે.

જેમકે, બોલવાની શક્તિ સ્વભાવીક છે, ગાળો ભાંડવાની ટેવ શીખવાથી પડે છે.

વળી તરસ અને પીવાની શક્તિ સ્વભાવીક છે, પણ પીધેલા થવાની આદત શીખવી પડે છે.

**આપણે સર્વ ટેવના પ્રાણી છીએ** એવું સર્વે કબુલ કરશે, સ્વભાવીક તથા શીખેલી ટેવો આપણો એક બીજો સ્વભાવ થઇ પડે છે આદતનું જોર ઘણું છે.

આદતો જાત જાતની હોય છે. કેટલીક સારી છે તેથી મુલવાન છે. કેટલીક ખોટી છે તેથી નુકશાન કરે એવી છે.

કેટલીક નિયમ વગરની છેક શક ઉપજાવે એવી છે. એવી દરેક જાતની આદતનો ફરક સમજીને યોગ્ય રીતે તેમની સાથે વર્ત્તવું તે કેટલું જરૂરનું છે.

આદતો તમારી દાસીઓ હોવી જોઇએ પણ જો તેમને છૂટી મેલશો તો તે તમને બંધનમાં લાવશે.

**આદતો ધીમે ધીમે પેદા થાય છે** તે સારી હોય કે ખોટી. સારી આદત એકદમ પેદા થતી નથી તેમજ ખોટી આદત એકજ ઘડીમાં તુટતી નથી.

**તમારી આદતો તમારા મનમાં બાંધેલા નિયમ પ્રમાણે** થવા દેવી જોઇએ.

એટલે જે કેટલીક ખરી વાતો તમે કબુલ કરી છે તેની સાથે તમારી આદતો મલી રહેવી જોઇએ.

**કેટલીક વર્ત્તણુંક સારી છે અને કેટલીક ખોટી છે.** બાયબલ એવું કહે છે, તમારૂં મન એવું કહે છે અને અમે એવું કહીએ છીએ.

ખોટું કૃત્ય કરવું એ કદી સારૂ કામ હોયજ નહિ.

કોઈ કામ કરવું કે ના કરવું તે વિષેનો ઠરાવ કરવાનું હોય તે વખત પોતાને ગમતા ના ગમતાની વાત પૂછવી નહિ.

ગમતા ના ગમતાની વાત પ્રમાણે વર્ત્તો તો તે આદતના કારણથી તમારા ઉપર ભરોંસો રખાય નહિ.

સૌ કરતાં તમારે ઇશુના ગુણ લક્ષણો પ્રમાણે અનુસરવાનું છે એ તમારે ભૂલવું જ નહિ.

**ઇશુનો પ્રેમ એ તમારા આયુષ્યનો મુખ્ય હેતુ** હોવો જોઇએ. અને જે આદતો તમને જળોની પેડે વળગી રહે છે અને જે વળણો તમારી **સાથેજ** જન્મ પામી છે તેથી તમારો છુટકો કરવા સારૂ પવિત્ર આત્મા જોઇએ.

જેમ તમારાં કામ વિષે તેમ તમારી **આદતો વિષે** પણ **પ્રાર્થના કરવી જોઇએ** તમારે જાગૃત રહેવું અને પ્રાર્થના કરવી અને વળી પ્રાર્થના તથા વિશ્વાસ કરવો જોઇએ.

**આદતો શી રીતે સુધારવી.** એ સવાલનો જવાબ હું એવો આપું છું કે,

૧. ખોટી તથા શક પડતી આદતો છોડી દો.
૨. સારી આદતો કેળવો.

## તજી દેવાની કેટલીક આદતો.

**બેફીકરાઇની આદત** જે આવા શબ્દોમાં જણાઇ આવે છે. જેમકે, "મારે શું!" "શી ફીકર છે?" વગેરે. એ દેખાવ, ચાલચલણ, વાતચીત, ઘરનાં કામને તથા પલટણનાં કામને લાગુ પડે છે.

**આળસની આદતો.**

એકલી આળસજ નહિ પણ સખત કામ વિષે ઢીલા ર-
હેવું. "કોણ એટલી માથાકુટ કરે."

આળસ એ એક એવો ભૂંડો આત્મા છે કે જે માણસને જય પામતાં લગી ટકી રહેવા દેતો નથી. તેનો નાશ કરો.

**ખસી જવાની આદત.** બહાનું કાડવું. છળભેદ રમવો. દાવ પેચ રમવો. ફરજથી ખસી જવું. જવાબદારીથી ખસી જવું.

બેદરકારીથી જે પરિણામ આવે તેથી બહાનાં કાડીને ખસી જવું.

**અશુદ્ધતા કરવાને લલચાવનાર આદતો.**

૧. લજામણી વાત, ૨. નિર્લજ છબીઓ, ૩. અશુદ્ધ વાર્ત્તાઓ.

**કેળવવાની આદતો.** ૧. ફરજપર ધ્યાન લગાડવું. જે કામ કરવા લાયક છે તે સારી પઠે કરવા લાયક છે.

**મન દૃઢ કરો.** સાંભળવામાં, વાંચવામાં, પ્રાર્થનામાં, કામમાં. **સ્વદમન** એટલે પોતાના ઉપર કબજો રાખવો જેમકેઃ—

૧. વાતમાં, મીઠું મરચું ભભરાવીને કરવી નહિ. ગપસપ, નકામી વાતચીત કરવી નહિ. ૨. કોઈ ખીજવે ત્યારે બદલો ના લેવો.

૩. પોતાના દેખાવનો ઢાળ વિષે પોતાને કબજે રાખવો.

**શુદ્ધતાની આદતો**—શરીર, હાથ, લુગડાં, ઘર, સાફ રાખવાં. સફાઇ ભક્તિની સગી બહેન છે.

**આત્મીક આદતો કેળવો** મનન કરવાની, સંભારવાની, બાયબલ વાંચવાની, ભક્તિની વાતચિત કરવાની, સાક્ષી આપવાની, પ્રાર્થના કરવાની, વિશ્વાસ રાખવાની આદતો વગેરે.

---

## *LECTURE III. THE RIGHT SPIRIT.*

## લેકચર ૩.

## યથાર્થ ભાવ વિષે.

**યથાર્થ ભાવ એટલે શું ?**

જે માણુસમાં પોતાનું મન પરમેશ્વરની આગળ સીધું છે અને તે રોજ રોજ સ્વભાવમાં વધારે ઇશુ ખ્રીસ્તના જેવો થતો જાય છે એવી સ્થીતિ છે.

**યથાર્થ ભાવ** એટલે ભરોંસો કરનાર સ્વભાવ. જેથી તમે પરમેશ્વરપર તથા તેના બતાવ્યા પ્રમાણે ચાલવાપર તેની સંભાળ કરવાની શક્તિપર તથા તેના શિક્ષણપર ભરોંસો કરશો.

તથા જેથી તમે પોતાના આગેવાનોપર તથા તેઓના ખરાપણા, ઠરાવો, તથા બુદ્ધિપર ભરોંસો કરશો.

અને વળી તમારા સાથીઓ તથા સાધારણ રીતે આખી મુક્તિ ફોજ ઉપર તેના મુળ નિયમ રીતભાત વગેરે સુધાં ભરોંસો કરશો.

વળી તેથી તમે પોતાપર તથા તમારા તેડાંપર તથ ત-
મારી પોતાની કામ કરવાની શક્તિપર ભરોસો કરશો.

**યથાર્થ ભાવ આનંદી સ્વભાવ છે.** જરૂર પડે ત્યારે
ખુશીથી દુઃખ વેઠે છે.

આપણી ખુશીના કારણથી લોકોને આપણો ધર્મ આટલો
જુદો જેવો લાગે છે.

**યથાર્થ ભાવ વિશ્વાસુ સ્વભાવ છે.** ફીતુરી થવા ક-
રતાં મરવાને પસંદ કરે છે. તે દેવ તથા ફોજ વિષે વિશ્વાસુ ર-
હેનાર સ્વભાવ છે.

**યથાર્થ ભાવ નમ્ર સ્વભાવ છે.** પોતાના લાભના ક-
રતાં દેવના રાજનો લાભ શોધવાને વધારે તૈયાર છે.

**યથાર્થ ભાવ ટકી રહી મહેનત કરનાર સ્વભાવ છે.**

**યથાર્થ ભાવ પ્રીતિનો સ્વભાવ છે.** તેના કારણથી તમે
બીજાની વાત તથા કામના વિષે બનતા સુધી ભુડું ધારશો નહીં.

---

*LECTURE IV. SYMPATHY.*

# લેકચર ૪.

## દિલસોજી વિષે.

### ખરી દિલસોજી એટલે શું ?

તે મહેરબાની તરીક **દેખાડેલી માયા** નથી. જગતમાં એવી ઘણી માયા પ્રેમથી નહીં પણ સ્વાર્થથી ઊત્પન્ન થાય છે.

" **હું પોતે મોટો છું એવું સમજી બીજાને** માટે દયા આણવી એ પણ દિલસોજી નથી.

ખરી દિલસોજી **કોમળ હૃદયનું ફળ હોય** છે. તેનો મુળ અર્થ ( અંગ્રેજી શબ્દનો ) એવો છે કે " સંગ—લાગણી " " હમદરદી " " બીજાની જગ્યાએ પોતાને સમજવો."

દિલસોજી **એટલે બીજાનું ખરૂં દુઃખ તથા મુશ્કેલીમાં ભાગ લેવો તે.**

તે પ્રેમી મનથી ઊત્પન્ન થાય છે અને બીજાનાં દુઃખો તથા ગરજો જોઇ તે પોતાને ભુલી જાય છે. માણુસના મનને માટે ચાવીઓ જોઇએ દિલસોજી માણુસના મનની એક મુખ્ય ચાવી છે. તે દેવનાં કામમાં બહુ અગત્યની છે.

### દિલસોજીથી ઘેરઘેરનું યુદ્ધ સફળ થશે:

દિલસોજીથી તમે લોકોને આત્મીક વાતો સમજાવવામાં સફળ થશો.

દિલસોજીથી તમે આસપાસના લોકોની પાસેથી **મદદ** ક-
**રાવી સકશો.**

ખરી દિલસોજી રાખવાથી તમે **પોતે બળવાન થશો** એ-
ટલુંજ નહીં પણ તમે આસપાસના લોકોને હિમ્મત આપી શકશો.

દિલસોજી **હમેશા પોતાને સારૂ રસ્તો કહાડે છે** વાત
તથા કરણીઓથી તે હમેશા મદદ કરતી રહે છે, તેથી તે મુ-
ળવાન છે.

કોઇ લોકો સ્વભાવથી દિલસોજીવાળા હોય છે, એટલે બી-
જાનાં દુઃખ સુખમાં ભાગ લેનાર હોય છે, પણ સર્વ મુક્તિ ફો-
જના અમલદારોએ એ ગુણ **પોત પોતામાં વધારવો જોઇએ.**

## તમે પોતાની દિલસોજી શી રીતે વધારી સકો છો?

જગતનાં પાપ તથા દુઃખ તરફ આંખ ઊઘાડીને જુઓ.
લોકની ખરી સ્થીતિપર ધ્યાન લગાડો.

લોકોની સંસારી ખરાબ સ્થીતિ વિષે બહુ લોક લાગણી
રાખે છે: પણ જગતની આત્મીક સ્થીતિ વિષે લોક ઓછી ચિંતા
કરે છે.

" જે પ્રીતિમાં રહે છે તે દેવમાં તથા દેવ તેમાં વસે છે
કેમકે દેવ પ્રીતિ છે "

## *LECTURE V. BACKSLIDERS.*

# લેકચર ૫.

## હઠી ગએલાઓ વિષે.

**પાછા હઠી ગએલાઓની ઊપર પ્રીતિ રાખીને પાછા વાળી લાવવાની મહેનત કરવી જોઇએ કારણ કે**

૧. તેઓ ઘણા છે.

૨. આપણે તેઓને મુક્તિ પમાડવાની આશા ન કરી સકીએ એવા તેઓ નથી.

૩. જો હઠી ગએલાઓમાંના દર સેંકડે થોડાને મુક્તિ પમાડી સકીએ તો પણ આપણી ફોજની સંખ્યા ઘણી વધશે

**જો કે જેઓ ખચીત મુકિત પામીને પાછા હઠી ગએલા ઘણા છે તે છતાં એવા ઘણા "હઠી ગએલા" છે કે જેઓ ખરી રીતે હઠી ગએલા કહેવાય નહીં.** કારણ કે તેઓનું બદલાણ કદી થએલું નથી.

તેઓ આગળ આવ્યા તે વખત તેઓને જેણે સમજાવી પ્રાર્થના કરાવી તેણે બરોબર રીતે તેમ ન કીધું, એ કારણને લીધે કેટલાક મુક્તિ પામ્યા વગર રહ્યા.

બીજા લોકો મુક્તિ નહીં પામ્યા તેનું કારણ એ કે સભામાં અમલદાર અથવા જેઓએ વાત કીધી. તેઓએ મુક્તિનો બોધ

સફાઇથી અને સ્પષ્ટ રીતે આપ્યો ન હતો. એથી મુક્તિ પામ્યા વગર રહીને તેઓ પોતાને ભુલાવીને કહેતા હતા કે "મને મુક્તિ મળી છે."

વળી બીજા લોકો ખરા મનથી પાપનો પસ્તાવો ન કરવાના કારણથી મુક્તિ વગર રહ્યા. તેઓનાં મનમાં કોઇ સારી લાગણીઓ થઈ તેથી પોતાને ભુલાવીને કહેતા હતા કે "મારૂં બદલાણ થયું છે" પણ મનથી તેઓએ પાપને તજેલું ન હતું.

**એ ભુલોના કારણથી એવું ના ધારવું કે લોકોને આગળ બોલાવવાની રીત ખોટી છે.** ઊલટું જે વખત તમે લોકોને આગળ બોલાવો છો તે વખત તેઓને બરોબર રીતે સમજાવવું જોઇએ.

**મનનાં બદલાણને બરોબર બીજું કંઇ પણ નહીં થાય.**

લોક રડે, તેઓની લાગણીઓ ઊશ્કેરાય, તેઓની ઇચ્છાઓ સારી હોય, અને તેઓ વચનો આપે, એ બધું સારૂં છે પણ જે નવો જન્મ પામ્યા વગર રહેશે તે આકાશના રાજ્યમાં દાખલ નહીં થઈ સકશે.

લોકો પસ્તાવો કરે એટલુંજ બસ નથી પણ તેઓએ મુક્તિ પામવી જોઇએ ત્યારે આટલા હઠી ગએલા રહેશે નહિ.

**જેઓ ખચીત હઠી ગએલા છે એવાઓને આપણે સજાવવું પડે છે.**

એ લોકો ખચીત મુક્તિ પામેલા હતા પણ કંઈ પણ કારણને લીધે તેઓ પાછા હઠયા, ભ્રષ્ટ થયા અને "અમે પતિત થયા છીએ" એવું તેઓ જાણે છે.

**ત્રણ જાત**નાં પાછા હઠી જનારા હોય છે. જેણે જાણી જોઇને પાપ કીધું છે તેઓ.

જેમકે દાઊદ, યુનાહ, પીતર વગેરે. કદાપી જુઠું બોલવાથી, કે ગુસ્સો કરવાથી, કે પોતાની નથી એવી કોઇ ચીજ લેવાથી, પરીક્ષણ તેઓ પર હુમલો કરે છે અને તેઓ સપડાય છે.

જો એવા લોકો પોતાનાં પાપ કબુલ કરે તથા નુકશાન ભરી આપે તો તરત ફરીથી ઇશ્વરના કુટુંબમાં દાખલ થશે. જો એમ નહી કરે તો તે પાછા હઠી ગએલા છે.

**હૃદયનો પતિત** એટલે જેની બહારની ચાલચલણ સારી છે પણ જેણે મનથી દેવને પકડી રાખવાને મુકી દીધો છે.

એવા લોકોને સમજાવવું વિશેષ મુશ્કેલ છે. કારણ કે તેઓનું પાપ બહુ કરીને ગુપ્ત હોય છે. તે વિષે તેઓ ઇન્કાર કરે છે. ઘણી વખતે તે વિષે તેઓને એકાએક ખબર પડે છે.

હૃદયનો પતિત પોતાને ભુલાવનાર નહીં તો ઢોંગી તથા કેવળ રીતિ પાળનાર હોય છે.

જ્યારે હૃદયના પતિતને ખબર પડે છે કે "હું હઠી ગએલો છું," ત્યારે તેને પાછા પ્રભુની ગમ ફરવું પડે છે, નહીં તો ઊઘાડી રીતે હઠી ગએલો અથવા ઢોંગી થવું પડે છે.

**ઊઘાડી રીતે** જે પાછા હઠી ગએલા છે એવા ઘણાજ છે.

એ લોકો કોઇ વખત કઠણમાં કઠણ હોય છે.

તેઓ કોઈ વખત નીંદા કરે છે.

કોઇ વખત જાતજાતના વિષયોમાં અને કોઈ વખત નીરાશ તથા છેક દુઃખી હોય છે.

એ જુદી જુદી જાતના હઠી ગએલાઓ વિષે **અમલદારોએ વિશેષ કાળજી રાખવી જોઇએ.** કોઇ વખત તેઓનો ધિક્કાર કરવાનું પરીક્ષણ આવે છે.

તેઓ વિષે ચિંતા કીધા વગર રહેવાની પરીક્ષા પણ આવે છે.

પણ તેઓની ચિંતા કરવી તથા ગમે તે રીતે તેઓને પાછા વાળી લાવવા એજ આપણી ફરજ છે.

---

## *LECTURE IV. CORPS MANAGEMENT.*

## લેકચર ૬.

### પલટણ ચલાવવા વિષે.

**તમારે પોતાના લોકોને ઓળખવા જોઇએ.**

તમારે તેઓનાં નામ, તથા તેઓની આત્મીક તથા સંસારી સ્થીતિ જાણવી જોઇએ. જ્યારે તમે એ વિશે જાણશો ત્યારે તમારે તેઓને પવિત્ર થવાને તથા રહેવાને મદદ કરવી તથા તે-

ઓને આશીરવાદ પમાડવો જોઇએ

## તેમ કરવાની મારફત તથા રીત.

ઘેરેઘેર જઇને તમારા લોકોની મુલાકાત લેવાથી એટલે ઘેરે-ઘેરનું યુદ્ધ કરવાથી તમે પોતાના લોકોને ઓળખીને તેઓની મ-દદ કરી સકશો તથા આશીર્વાદ પમાડી શકશો. પણ જો તમે આ મુલાકાત લેવાનું કામ કાયદા પ્રમાણે નહીં પણ ફકત ગા-મની ખબરો કહેવા તથા સાંભળવા અથવા ભીખ માગવાને માટે કરશો તો તેથી લાભને બદલે નુકશાન થશે.

**તમારે ઘેરેઘેરનું યુદ્ધ કરવાને માટે બંદોબસ્ત ક-રવો જોઇએ.** ગોઠવણ પ્રમાણે કરવું જોઇએ. જ્યારે તમે સી-પાઇની મુલાકાત કરો ત્યારે તેના આત્મા વિષેનીજ વાત સમ-જાવવા માંડો, તેની આત્મીક સ્થીતિ વિષે ખરી ખબર શોધી ક-હાડો, તેની મદદ કરવાને માટે મહેનત કરો પછી પ્રાર્થના કરીને ચાલ્યા જાઓ.

**પાછા હઠી ગએલા લોકોને ત્યાં** વારંવાર જઇને તે-ઓની મુલાકાત કરો, તેઓને પ્રેમ દેખાડો અને તમે તેઓને પાછા મુક્તિફોજમાં તથાં પ્રભુની પાસે ફરીથી લાવો. ત્યાં લગી તેમના આત્મા વિષે સમજાવોને પ્રાર્થના કરતા રહો.

**મુર્તિપુજકોને ત્યાં જઇને** તેઓની મુલાકાત કરો. તે-ઓને મુક્તિ પમાડો, એજ આપણું કામ છે.

**ગામમાં બે તડો હોય ત્યારે** અમલદારે 'એક પક્ષની તરફ થઇ બીજાને સામા થવાના વિષે સાવધાન રહેવું. બીજા કહે કે ફલાણા ફલાણાને મંદીરમાં આવવા ન દેશો તો તમારે તેઓનું ના માનવું. માતથી ૫ મો અધ્યાય.

**સભાઓ વિશેષ મતલબને માટે** કરો. તેઓમાં સ્પષ્ટ રીતે ઉપદેશ આપો. સ્પષ્ટ ફાયદો પમાડો. તેઓને પાપ તથા પાપને માટે દેવનો કરેલો ઇલાજ શીખાડો. સાફ મન પમાય તથા કેવી રીતે પમાય એ શીખાડવાને માટે ખાસ સભાઓ ઠરાવો.

ઘણું કરીને દરેક સભામાં બાયબલ વાંચવું જોઇએ અને જે બાબત ઉપદેશ થાય એજ બાબતનું શાસ્ત્ર વાંચન તથા એજ બાબતનાં ગીતો જોઇએ.

બાયબલ વાંચનોને અનુક્રમ પ્રમાણે વાંચ્યા કરો. લાંબો બોધ ન આપો. પાદરીઓની બોલવાની રીત પ્રમાણે ન બોલો. સ્વભાવીક રીતે બોલો. મુક્તિ ફોજની ઢબ રાખો.

**લોકોને સભાઓમાં ખેંચી લાવવાને માટે જુદી જુદી જાતની સભાઓ કરતા રહો.**

જેમકે:—જુવાન લોકોને માટે ખાસ સભા જેમાં જુવાનોને ફાયદો પડે એવો બોધ આપો તથા ગાયન કરો.

સ્ત્રીયોને માટે સભા કરવાને માટે કોઇ સ્ત્રી સ્ટાફ અમલદારને બોલાવો કે તે સ્ત્રીયોની સાથે સભા કરે.

કોઈ સ્પેશલ અમલદારને બોલાવો કે તે ખાસ સભા ચલાવે.

કદી ઇશુના ચરિત્ર વરણુન ઊપર પોતે ભાષણ કરો.

કોઇવાર. ગાયનની સભા કરો.

કોઇવાર મોટી બહાર સભાઓ કરો.

જંગી પોકાર વાંચવાની સભા કરો.

જ્યારે ગીત ગવડાવો છો ત્યારે ગીતનો થોડો ખુલાસો કરો.

જુદાં જુદાં ગીતો ગાઓ.

મંદિરને સાફ રાખો. વખત પ્રમાણે ધોળાવો.

ઊધરાણીને માટે ટીનની પેટી રાખો.

અઠવાડીઆની અંદર પલટણમાં તમે કચી કચી જાતની સભાઓ ચલાવવાના છો તે વિષે એક જાહેર ખબર લખીને મંદિરના દરવાજાપર ચોટાડો.

દાણાના વાસણોને માટે વધારે મહેનત કરો.

રીપોર્ટો સત્યતાથી તથા વખતપ્રમાણે બરાબર લખીને આપો.

એ સઘળા ઊપરાંત વિશ્વાસથી ખુબ પ્રાર્થના કરતા રહેો. દેવની સાથે મળીને બધું કરો. એવી રીતે કરશો તો જય પામશો.

---

## *LECTURE VII. AMBITION.*

## લેકચર ૭.

### મોટાઇ મેળવવાની આતુર ઇચ્છા વિષે.

મોટાઇ મેળવવાની ઈચ્છા કીધા વગર કંઇ મોટું કામ કરાય નહીં.

વિદ્યાર્થી એ માટે શીખે છે કે તે પરીક્ષામાં "પાસ" થાય તથા સરટીફિકેટ પામે.

ખેડુત એ આશાથી ખેડે છે કે તેના ખેત્રોનો પાક સારો થાય.

**વ્યાપારી** પોતાના ધંધામાં આગળ વધીને ધન મેળવવાની ઇચ્છા રાખે છે.

**પિતા** પોતાના છોકરાઓને કેળવણી આપવાની તથા તેઓને ઠેકાણે પાડવાની આતુર ઇચ્છા રાખે છે.

તેમજ દરેક મુક્તિ ફોજવાળાએ આતુર ઇચ્છાઓ રાખવી જોઇએ.

**બે પ્રકારની મોટાઇ મેળવવાની આતુર ઇચ્છાઓ હોય** છે. (૧.) એક તો દેવના નિયમ પ્રમાણે હોય છે તે. (૨.) ને બીજી દેવના નિયમ વિરૂદ્ધ છે તે.

જે નિયમ વિરૂદ્ધ છે તે વિષે સાવધાન રહો.

નિયમ વિરૂદ્ધની મોટાઇ મેળવવાની ઇચ્છા નીચે પ્રમાણે છેઃ—

તમે ફુલીને બીજા કરતાં પોતાને મોટા જણાવી શકો એવા હેતુથી હોદ્દો ચાહો તે.

વળી પોતાના સુખભોગને માટે અથવા પોતાની ઇચ્છાઓને પૂરી કરવાને માટે જય મેળવવાની ઇચ્છા કરવી તે.

આપસ્વાર્થ પાપનું મુળ છે. સેતાન આપસ્વાર્થનો સાર છે.

બીજું કે **પ્રભુના** કામનું **નુકશાન થવા** દઇએ **અને ભવિષ્યની ચિંતા કરીને તેને માટે જમાન વેચાતી લઇએ કે માલ મિલકત મેળવીએ તો એ પણ નિયમ વિરૂદ્ધ** છે. અને વળી જે જે ઇરાદાઓ દેવની સેવા કરવાની ઇચ્છા તથા લોકોને મુક્તિ પમાડવાની મરજીને તાબાગાં ન રહી સકે તે સર્વે નિયમ વિરૂદ્ધ છે.

**નિયમ વિરૂદ્ધ મોટાઈ મેળવવાની આતુર ઇચ્છાઓના દાખલાઓ:—**

આદમ તથા હવા ઊત્પતિ **૩**; ૫, ૬.
બાબેલનો ભુરજ બાંધનારા ઊત્પતિ **૧૧**; ૪.
આબસલોમ ૨ જું સામુએલ **૧૫**; ૪.

**નિયમ પ્રમાણે મોટાઇ મેળવવાની આતુર ઇચ્છાઓ:—**

પોતાની સર્વ બુદ્ધિ તથા પ્રસંગો જેવી રીતે વિશેષ સારો લાભ થાય એવી રીતે કામમાં લાવવાં.

સ્ત્રી પુરૂષોને તારવાને માટે તમારાથી થાય તેટલી મહેનત કરવી.

બીજા લોકપર પોતાનો અખ્ત્યાર વધારવાની મહેનત કરવી એ માટે કે સ્ત્રી પુરૂષોને બચાવવાને માટે તમે તે અખ્ત્યાર વાપરી શકો.

**એ નિયમ પ્રમાણે મોટાઈ મેળવવાની આતુર ઈચ્છાઓ નીચે બતાવેલાં કામોને સારૂ રાખીએ:—**

પોતાના આત્માના લાભને સારૂ.

પોતાની વીચાર શક્તિને મજબુત કરવા તથા સુધારવા સારૂ.

પોતાની પલટણમાં દેવનાં કામને વધારવા સારૂ. એટલે એક બે કુટુંબોને મુક્તિ પમાડવાથી સંતોશી ન થાઓ પણ તે આખું ગામ તથા આજુ બાજુના ગામડાઓને મુક્તિ પમાડવાની આતુર ઇચ્છા તથા મજબુત વિશ્વાસ રાખો. મોટાં મોટાં કામો કરવાની મહેનત કરો.

**મોટાઈ મેળવવાની આતુર ઇચ્છા તે નિરાભિમાન તથા નમ્રતાની સાથે સાથે ચાલે છે.**

પવિત્ર હેતુઓને લીધે જ્યારે મોટાઈ મેળવવાની ઇચ્છા હોય ત્યારે તે નમ્રતાની સાથે મળી રહે છે.

---

## *LECTURE VIII. PRAYER.*

## લેક્ચર ૮.

## પ્રાર્થના વિષે.

**પ્રાર્થના એટલે શું?**

પ્રાર્થના એટલે દેવની સાથે વ્યવહાર રાખવો તે.

જેમ લોહીથી શરીરનું રક્ષણ થાય છે તેમ પ્રાર્થનાથી આત્માનું રક્ષણ થાય છે અને જેમ નાડી જોવાથી શરીરની હાલાત જણાય છે તેમ પ્રાર્થનાની ટેવ પ્રમાણે આત્માની સ્થિતિ માલુમ પડે છે.

પ્રાર્થના એટલે પોતાનાં મનની ઇચ્છા દેવને જણાવવી તે.

પ્રાર્થના એટલે જેમ છોકરાં માબાપની પાસે માગે છે તેમ દેવને બાપ સમજીને તેની પાસે માગવું તે.

**પ્રાર્થનાની અગત્યતા.**

ભુંડા આત્માઓને જીતવાને માટે પ્રાર્થના કરવી જોઇએ.

પરિક્ષાપર જય પામવાને માટે પ્રાર્થના કરવી જોઈએ. દેવની મ-દદ પ્રાર્થના કરવાથી મળશે.

આપણા આત્માને સારી સ્થીતિમાં રાખવાને માટે પ્રાર્થ-નાની જરૂર છે.

દેવના કામને લીધે હથ્યારબંધ થવાને સારૂ પ્રાર્થના ક-રવી જોઇએ.

જે કામ આપણે દેવને માટે તથા લોકોને તારવાને માટે કરીએ છીએ તેમાં જય પામવા સારૂ પ્રાર્થનાની જરૂર છે.

## કેવી રીતે પ્રાર્થના કરવી જોઇએ?

એવો વિશ્વાસ કરો કે દેવ અહીં મારી પાસે છે.
તે મારી પ્રાર્થના સાંભળે છે. હેબ્રી. ૧૧: ૬.

આપણો દેવ અન્ય દેવો જેવા નથી.

તમારે શું શું જોઇએ એ તેનો વિચાર પહેલાથી કરો ત્યારે તમે અમથો લવારો નહીં કરશો.

જેમકે ભુખ્યા માણુસને ખાવાનું જોઇએ છે.

તરસ્યા માણુસને પીવાનું જોઇએ છે.

માંદા માણુસને દવા જોઇએ છે. તેમજ જે તમને જો-ઇએ છે તે પ્રભુની પાસે માગો.

વિશ્વાસ કરો. "હું જે માગું છું તે પ્રભુ મને આપે છે" એવો વિશ્વાસ કરો. યાકુબ ૧. ૬.

પ્રાર્થના કામઠી જેવી છે અને દેવનાં વચનો એ તીર જેવી છે અને વિશ્વાસ એ તીર ખેંચવાને માટે હાથ છે જે આત્માની

પ્રાર્થના સ્વર્ગમાં પહોંચાડે છે. શિષ્યોના ઓછા વિશ્વાસના કારણથી ઈશુએ વારંવાર તેઓને ધમકી આપી.

પ્રાર્થનામાં જે માગો છો તે તમને મળે ત્યાં સુધી પ્રાર્થના કરતા રહો.

દાખલા:—યાકુબ. ઊત્પતિ ૩૨.
આ. લુક ૧૮: ૧—૫.
કનાનેણુ માથી ૧૫: ૨૨—૨૮.

પ્રાર્થના કરો ત્યારે અરજીઓની સાથે ઉપકાર સ્તુતિ પણ કરો. ફીલીપીયો ૪: ૬.

ઘણા લોકો દેવની પાસે ફકત માગ્યા કરે છે પણ મળેલા આશીર્વાદને માટે ઉપકાર માનતા નથી. આપણે ઉપકાર માનીયે.

**હવે આગળના વખતમાં પ્રાર્થનાના જવાબ આપેલા છે તે માટે પ્રાર્થના કરવી જોઇએ.**

દાખલા:—

**યાકુબે** પ્રાર્થના કીધી ને ઈસાવનું મન બદલાયું
**મુસાએ**—પ્રાર્થના કીધી ને સમુદ્રના બે ભાગ થયા.
**હાન્નાહે** પ્રાર્થના કીધી ને સમુએલનો જન્મ થયો.
**દાનીએલે** પ્રાર્થના કીધી ને સીંહોના મોં બંધ કરાયાં.
**એલીયાએ** પ્રાર્થના કીધી અને વરસાદ બંધ થયું. તેણે ફરીથી પ્રાર્થના કીધી અને વરસાદ વરસ્યો.

**પ્રેરીતોએ** પ્રાર્થના કીધી અને પવિત્ર આત્મા ઉતર્યો.

આજકાલ ઘણા લોકોએ પ્રાર્થના કરી અને અચરત પમાડનાર જવાબો મળેલા છે.

આજ પણ તે તેવોજ છે.

**કેટલીવાર પ્રાર્થના કરવી જોઇએ? "જાગ્રૂ પ્રાર્થના કરો."** **૧. થેસ્સલોનીકી ૫: ૧૭.**

પ્રાર્થનાના આત્મામાં રહો.

---

*LECTURE IX. FIRE.*

# લેકચર ૯.

## અગ્નિ.

**અગ્નિ કહેવાથી આપણે શું સમજીએ છીએ?**

**પવિત્ર આત્મા.** પવિત્ર આત્મા આપણે સર્વને જોઇએ છે અને તે વિના આપણે કંઇ પણ કરી શકતા નથી.

**આગ શું શું કરી શકે છે!**

૧. અજવાળું આપે છે. ૨. ફેલાઇ જાય છે. ૩. ગરમ કરે છે. ૪. ઓગાળે છે. ૫. શુદ્ધ કરે છે. ૬. નાશ કરે છે.

એ સર્વ કામો પવિત્ર આત્મા પણ કરે છે.

**આપણે પવિત્ર આત્મા એ માટે જોઇએ છે કેઃ—**

૧. આપણાં મન સાફ થાય.

૨ સઘળી પરિક્ષણોપર જય પમાડાય

૩. આપણે બળવાન થઇએ.

૪. અડચણોને કહાડી નંખાય. જેમકે અભિમાન, આળસ કપટ વગેરે.

૫. કઠણ હૃદયોને પીગળી જાય તથા આડા મન વસ થાય.

૬. એક્કીકરાઈ મટે.

૭. આપણે દુઃખી હોય ત્યારે દિલાસો મળે.

૮. પાપ વિશેની ખાત્રી અપાય.

૯. આપણે દુઃખમાં હઇએ ત્યારે રસ્તો જડે.

૧૦. આપણા સભાઓમાં કરેલી વાત સફળ કરાય.

૧૧. પ્રાર્થના તથા ગીત સફળ થાય.

૧૨. ઘેરેઘેરનાં યુદ્ધ કરવા જઇએ ત્યારે તે આપણામાં રહીને લોકોને આશીર્વાદ પમાડે.

**અસલના વખતોમાં પવિત્ર આત્માના અગ્નિએ શું શું કીધું છે?**

**એલીયા.** ૧ રાજા ૧૮; ૧૭—૩૯.
**યસાયા.** યસાયા. ૬. ૫—૭.
**પીતર** પ્રેરિતો. ૨.

**પવિત્ર આત્માના અગ્નિ પામવાથી જનરલ સાહેબે કેટલું કામ કીધું છે.**

**ઘણા લોકો કેવી રીતે અગ્નિ ખોઇ નાંખે છે?**

૧. પહેલી પ્રીતિ ખોઈ નાંખવાથી.
૨. બાયબલ વાંચીને પ્રાર્થના કરવાની ટેવ મુકી દેવાથી.
૩. પાપ વિશે સાવધાન રહેતા નથી તેથી.
૪. આગની ખબર નહીં લેશો તો હોલવાઈ જશે.

**અગ્નિ પામ્યા પછી તે શી રીતે રખાય?**

પોતાને સાફ રાખવાથી. જો મનમાં મેળ ભરાય તો તેથી આગ હોલવાઈ જશે.

તે વિષે જાગતા રહેવાથી તે પર જોઈતું બાળણ નાંખ્યા કરવાથી.

**બાળવાને માટે શું જોઇએ છે?**

૧. ખાનગી પ્રાર્થના. ૨. બાયબલ વાંચવાનું. ૩. પ્રભુપર તથા લોકપર પ્રીતિ. ૪. વિશ્વાસ.

**આપણે એ અગ્નિ પામવો જોઈએ.**

કેમકે દેવે તે આપવાનું વચન આપ્યું છે. માથી. ૩. ૧૧.

કેમકે તેને માટે આપણને અગત્ય છે અને તે વિના આપણું ચાલે નહીં.

# *LECTURE X. WOMAN'S WORK.*

# લેકચર ૧૦.

## સ્ત્રીનાં કામ વિષે.

**પહેલાંથી માંડીને આજલગી સ્ત્રીયોએ પુરૂષોને વિશેષ આશીર્વાદ અથવા તો વિશેષ નુકશાન પમાડતી આવી છે.**

દાખલો:—

૧. હવા. ૨. સમસોનની સ્ત્રી. ૩. રૂથ. ૪. સમુએલની મા. ૫. દોર્કાસ. ૬. જનરલ સાહેબની સ્ત્રી. ૭. ઇશુની મા મરીયમ.

### મુક્તિફોજ વાળીઓએ.

૧. સદ્ધાઇ રાખવામાં. ૨. સેન્યવેશ પહેરવા વિષે. ૩. છોકરાંને સારી રીતે ઉછેરવાથી. ૪. ઘેરેઘેરનું યુદ્ધ કરવામાં સારો નમુનો આપવો જોઈએ.

ઇશુ કબરમાંથી ઊઠયો ત્યારે સૌથી પહેલાં તેણે સ્ત્રીની સાથે એટલે મરીયમ માગદાલેણની સાથે વાત કીધી.

---

# *THE WHY AND WHEREFORE of the Rules and Regulations of The Salvation Army.*

# મુક્તિફોજના નિયમો તથા આ-ગ્નાઓનાં કારણ તથા ખુલાસો.

---

## *LESSON I. THE ARMY.*

## પાઠ ૧.

### મુક્તિફોજ વિષે.

મુક્તિફોજ એટલે શું ?

જેઓનાં મન બદલાયા છે એવા લોકોની ફોજ.

જેઓ દેવપર પ્રીતિ રાખે છે તથા આખા જગતને આ-શીર્વાદ તથા મુક્તિ પમાડવાને અર્થે એક સંપથી કામ કરે છે.

તેઓની ગોઠવણ ફોજના જેવી છે.

લોકોને મનાવીને દેવને આધીન કરવાને લીધે તથા દેવનું રાજ ફેલાવવાને માટે તેઓ લડે છે.

## મુક્તિ ફોજનાં સ્થાપન થવા વિષે.

કંગાળ વર્ગોના લોકોના લાભને અર્થે ધર્મ જાગૃતીની અગત્ય જનરલ સાહેબને માલુમ પડી.

લંડનમાં ઘણા લોકોને પાપમાં રહેતા જોઇને જનરલને દયા આવી.

જનરલ સાહેબે મુક્તિફોજની સૌથી પહેલી સભા જુલાઈ ૫ મી ૧૮૬૫ ની સાલમાં લન્ડન શહેરમાં મૈલ એંડવેસ્ટ નામની જગ્યાપર ચલાવી.

તે વખત તે એકલો હતો.

આ ખાસ કામ કરવાને માટે તેણે પોતાને અરપણ કીધો.

તેણે સગા સ્નેહીઓની સલાહ પ્રમાણે ન ચાલતા દેવની વાણી માની.

દેવે તેને આશીર્વાદ આપ્યો તેથી ઘણા વિશેષ ખરાબ લોકોને મુક્તિ મળી.

એ મુક્તિ પામેલાઓએ સભામાં શાક્ષીઓ આપીને જનરલની મદદ કીધી.

એઓમાંના ઘણા આસ્પાસના શહેરોમાં જઇને રહેવા લાગ્યા કે તરત પોતપોતાની જગ્યાએ મુક્તિફોજનું કામ કરવા લાગ્યા.

આ કામ મંડાયા પછી આસરે ૧૦ વરસ થયા કે ક્રીશ્ચીયન મિશનનું નામ બદલાવીને મુક્તિફોજનું નામ રાખવામાં આવ્યું.

**સતાં ચલાવવાની રીત. એથી થતા લાભ નીચે પ્રમાણે છે.**

**૧. સહેલ છે. સૌ સમજી શકે છે.**

૨. બળવાન છે.

૩. એ રીતથી સૌ સંપીને કામ કરે છે.

૪. એ બાયબલમાં દેખાડેલી રીત પ્રમાણે છે.

૫. કુટુંબના જેવી છે.

૬. આ રીતથી સૌ સીપાઇઓ તથા અમલદારોને કામ કરવાને માટે પુરૂં મોકળાપણું મળે છે તે છતાં બધું આગેવાનોના કબજામાં રહે છે.

મુક્તિફોજ કેવળ ગરીબ વર્ગોમાંજ નહીં પણ કુલીન લોકોમાં પણ બહુ ફતેહમંદ થઈ પડી છે.

ગરીબ લોકોમાં તે વિશેષ જયવાન ઠરી છે અને આખી પૃથ્વિને ઘેરી લે છે.

---

## *LESSON II. THE GENERAL.*

## પાઠ ૨.

## જનરલ વિષે.

**જનરલનો કેટલો અધિકાર છે?**

૧. તે આખી પૃથ્વિમાંની મુક્તિફોજને ચલાવે છે.

૨. જુદી જુદી સરદારીઓને માટે તે આગેવાનો નેમે છે. તથા મુખ્ય સ્ટાફ અમલદારોને ઓદ્ધા આપે છે.

૩. ન લાયક રીતે ચાલનાર અમલદારો તેના અધિકારથી કહાડી મુકવામાં આવે છે.

૪. મુક્તિફોજની તમામ મિલ્કતના ઉપર અધિકાર ચલાવવાને કાયદાની રૂએ તે પોતાની ખુશીથી બંધાયો છે.

૫. મુક્તિફોજનાં સર્વ છાપા પ્રગટ કરવાનો.

૬. જનરલ એવી રીતે મુક્તિફોજના ઉપર અધિકાર ચલાવી સકે છે એનું કારણ એ છે કે તેના લોકો તે પર પુરો ભરોંસો રાખીને તેને પ્રીતિ કરે છે.

## જનરલ કેવી રીતે અધિકાર ચલાવે છે?

૧. વારંવાર કાયદાઓ બાંધીને પ્રગટ કરવાથી.

૨. પોતાના તરફથી અમલદારોને ઠરાવીને નિયમ પ્રમાણે પોતાપર રીપોર્ટો મંગાવવાથી.

૩. પોતે તથા ખાસ કમીશનરોને મારફતે કામની તપાસ કરવાથી.

૪. હરેક દેશના જંગી પોકારમાં બોધ લખવાથી.

જનરલ મુક્તિફોજના નાણામાંથી પગાર લેતો નથી.

## જ્યારે આ જનરલ મરી જશે ત્યારે બીજાના વિષે શો બંદોબસ્ત થએલો છે?

૧. તેનો અખિકાર આના જેટલો થશે.

૨. તેણે સરકારી દસ્તાવેજપર સહી કરીને સરકાર તરફથી જવાબદાર રાંખવામાં આવશે.

૩. તે જનરલ થાય કે તરત તેણે બીજો થનાર જનરલને નેમવું પડશે.

અમે સદા ફોજ રહીશું માટે સદા જનરલ રાખીશું.

મુક્તિફોજના વકીલોના હાથમાં એવો દસ્તાવેજ છે કે જેમાં આવનાર જનરલનું નામ નોંધાવેલું છે.

**મુક્તિફોજનાં નાણા વિષે શો બંદોબસ્ત કરેલો છે ?**

જે કામને સારૂ આપેલું છે એ સીવાય બીજા કામને માટે જનરલ સાહેબ નાણાને વાપરી સકતા નથી.

નાણાના હીસાબ રાખવાને માટે તેણે આબરૂદાર અમલદારોને નેમેલા છે.

આડીટરો એટલે તપાસનાર અમલદારો કેવળ પૈસાના કામ બાબત તપાસણી કરવા સારૂ નિમેલા છે.

બહારના પહેલા નંબરવાળી એક આડીટરોની પેઢીને તેણે મુક્તિફોજના નાણા સંબંધી દેખરેખ કરવા સારૂ નિમેલી છે અને તેઓ પોતાનો રીપોર્ટ તૈયાર કરીને દર વર્ષે છપાવી જાહેર કરે છે.

**આ બંદોબસ્તના કારણથી**

૧. જનરલના હાથમાં નાણા આવતાજ નથી.

૨. જો ઠગાઈ કરવામાં આવે તો તરત જણાશે.

૩. દરેક રકમને માટે પહોંચ આપવામાં આવે છે.

૪. જે કોઈ મુક્તિ ફોજને નાણા આપે તેઓ તે કેવી રીતે વપરાયા છે તે તે જાણી સકે છે.

નોંધ. જ્યારે જનરલ પોતે મુસાફરીને માટે. ખરચ લે છે ત્યારે તેને રસીટ લખીને લેવું પડે છે.

---

## *LESSON III. THE CHIEF OF THE STAFF. and I. H. Q.*

## પાઠ ૩.

## ધી ચીફ ઑાવ ધી સ્ટાફ તથા સર્વ દેશોનું મુખ્ય થાણું.

---

"**ધી ચીફ ઑાવ ધી સ્ટાફ**" એટલે સર્વ સ્ટાફ અમલદારોના ખાસ પ્રધાન.

**ચીફ આવ ધી સ્ટાફ કોણ છે ?**

બ્રામ્વેલ બુથ જનરલ સાહેબનો જયેષ્ઠ પુત્ર, તે ચીફ ઑાવ ધી સ્ટાફ છે. જનરલથી ઉતરતી સૌથી ઊંચી નિમણુક તેની છે. તેણે સર્વ મુક્તિફોજનાં કામ વિશે જાણીતા રહેવું પડે છે. મુક્તિફોજની આત્મીક તેમજ નાણા સંબંધીની હાલતમાં તેણે જાણીતા રહેવું પડે છે.

તેને સર્વ પૃથ્વિનાં મુખ્ય થાણાપર સતા ચલાવવી પડે છે. ચીફ ઑાવ ધી સ્ટાફ જનરલની **તરફથી નિમેલો છે.**

**ઈન્ટરનાશનલ હેડકવાર્ટર્સ એટલે શું ?**

તે એ મુખ્ય થાણું છે જયાંથી આખો મુક્તિફોજ ચલાવવામાં આવે છે.

ત્યાં ઘણું કામ કરવામાં આવે છે એ માટે તે જુદા જુદા ખાતાઓમાં વેહેચેલું છે.

દરેક ખાતાપર એક ખાતાદાર રહે છે. જે ચીફના તરફથી નિમેલો છે.

દરેક ખાતાને માટે ખાસ કાયદાઓ બાંધેલા છે.

**આ મુખ્ય હેડક્વાર્ટર્સની આવક ક્યાંથી આવે છે ?**

૧. દાતાર મિત્રોનાં દાનથી.

૨. વ્યાપાર ખાતાના નફાથી.

૩. સ્વનકારથી ભેગા કરેલા નાણાનો એક ભાગ.

**એ આવક શા પર ખરચવામાં આવે છે ?**

૧. તેનો એક નાનો ભાગ મુખ્ય હેડક્વાર્ટર્સપર ખરચાય છે.

૨. જે કામને માટે આપેલું છે તેમાં વાપરવામાં આવે છે જેમકે:—

ગ્રેટ બ્રિટનમાંના મુક્તિફોજના રક્ષણને માટે.

ગ્રેટ બ્રિટન સિવાય બાકી આખી પૃથ્વિમાંના કામના રક્ષણને માટે.

અમલદારોની કેળવણીને માટે.

માંદા અમલદારોના રક્ષણને માટે.

જુનીયર કામને માટે.

**પરદેશખાતું.**

પરદેશખાતું ગ્રેટબ્રિટન સિવાય બાકી સર્વ પૃથ્વિમાંના મુક્તિફોજના કામપર દેખરેખ કરે છે.

બીજા દેશોમાં મુક્તિફોજનાં કામ ઉઘાડીને વધારવાનો બંદોબસ્ત કરે છે.

મુક્તિફોજ નીચે બતાવેલાં દેશોમાં કામ કરે છે:—

ગ્રેટબ્રિટન ( ઇંગલાંડ, ઐરલંડ, સ્કાટલંડ, વેલ્ઝ. ) ફ્રાન્સ, સ્વિટઝરલંડ, હાલંડ, બેલ્જયમ, જરમની, સ્વીડન, નોરવે, ડેન-

માર્ક, ફિનલંડ, ઈટાલી, ઐસલંડ, જીબરાલટર, માલ્ટા, દક્ષીણ આફ્રિકા તથા સંતહેલેના, ભરતખંડ તથા લંકા, આસ્ટ્રેલીયા, નીવઝીલંડ, જાપાન, જાવા, અમેરીકાનાં સંયુક્ત રાજ્યો, કનાડા તથા નીઉફાઉંડલંડ, દક્ષીણ અમેરીકા, બર્મ્યુડા, હવાઇ, જમેકા, બ્રિટીશ ગુવાના, બારબડોસ, ત્રીકનડાડ, ગ્રાનાડા, સંતલુસીયા, આંટીગુઆ.

**એ કામપર સત્તા શી રીતે ચલાવવામાં આવે છે?**

દરેક દેશમાં એક આગેવાન ઠરાવેલો છે.

તે જનરલનાં આપેલા ખાસ **હુકમો પ્રમાણે** કામ કરે છે.

**નાણાં સંબંધી.**

જ્યાં કામ જુનું થઇ ગયું છે ત્યાં તે પોતાનું ગુજરાન ચલાવે એવી આશા રાખવામાં આવે છે. ગ્રાંટો કેવળ કામને નવે ઠેકાણે ફેલાવવાને માટે નિમેલા છે.

એક બજેટ મુખ્ય હેડક્વાર્ટર્સપર મોકલવામાં આવે છે અને ગ્રાંટનો બંદોબસ્ત તે પ્રમાણે કરવામાં આવે છે.

**પરદેશ ખાતા બીજા દેશોની સાથે શું સંબંધ ધરાવે છે?**

તે કમીશનરો તથા આગેવાનોની સાથે પત્રવ્યવહાર રાખે છે.

મહીને મહીને દરેક દેશથી રીપોર્ટો મંગાવીને જનરલને કામની સ્થીતિ વિષે જણાવે છે.

સર્વ ભારે વાતોમાં તે કમીશનરોપર હુકમો મોકલે છે.

તે સલાહ આપે છે ને નવાં નવાં કામોને માટે મંજુરી આપે છે.

અમલદારોને આરામ લેવાની રજા આપે છે.

## *LESSON IV. LITERATURE.*

## પાઠ ૪.

### પુસ્તકો તથા ચોપાન્યાને છપાવીને પ્રગટ કરવા વિષે.

**આપણે શા માટે પોતે પોતાની ચોપડીઓ વગેરે છાપીએ છીએ?**

વાતો છપાવવાથી જે ભારે ફાયદો થાય છે એ અમે જાણીએ છીએ એ માટે.

૧. આપણા સીપાઇઓને વાંચવાનું જોઇએ છે.

૨. આપણી છાપેલી વાતો વાંચવાથી તેઓ મુક્તિ ફોજ વિષે વધારે સમજી શકે છે.

૩. આપણું સઘળું કામ આપણે લોકોને મુક્તિ પમાડવાને માટે કરીએ છીએ તેમજ જે જે છપાવીએ છીએ તે પણ એજ હેતુથી છપાય છે.

**મુક્તિ ફોજ શું શું છાપે છે તે બતાવશો?**

'જંગીપોકાર' મુક્તિફોજનું કામ જે પલટણોમાં તથા પ્રાંતોમા ચાલે છે એ તે વિશે ખબર આપે છે.

નવા ઓહ્દાઓ પામનારા તથા બદલીઓ વિષે ખબર આપેછે.

નવા હુકમો તથા કાયદાઓ તેમાં છપાય છે.

એ મુક્તિ ફોજનું આત્મીક વર્તમાનપત્ર છે.

'નાના સીપાઇ.' આ ખાસ છોકરાંને માટે છપાય છે.

તેઓને મુક્તિફોજના નિયમો તથા કામ વિષે કેળવણી મળે તે માટે.

જુનીયર યુદ્ધ કેવું ચાલે છે એ વિષે ખબર મળે તે માટે.

એ બે વર્તમાન પત્રો સિવાય આખા જગતમાં મુક્તિફોજ બીજાં ૬૨ ચોપાન્યા છપાવે છે એઓ ૨૨ જુદી જુદી ભાષાઓમાં પ્રગટ થાય છે અને દરેક અંકના ૧૦,૮૬,૪૯૦ નકલો વેચાય છે એઓનો મોટો ભાગ સર્વ લોકના વાંચવા સારૂ છપાય છે ને કેટલોક કેવળ અમલદારોને માટે છપાય છે. કોઈ સંસાર સુધારાખાતાના માટે છપાય છે, કોઈ વાજીંત્રવાળાને માટે ને કોઈ ગાયન કરનારાને માટે પ્રગટ થાય છે.

## અધિપતિ તથા તેના સ્ટાફ વિષે.

દરેક છાપાને માટે જનરલ સાહેબે એક અધિપતિને નિમ્યો છે. તેઓની મદદ કરનારા કેટલાક બીજા અમલદારો હોય છે જેઓ અધિપતિનો સ્ટાપ કહેવાય છે.

દરેક અધિપતિ, અધિપતિ પ્રમુખના તરફથી હુકમ પામેછે.

બનતા સુધી ચીફ આવ ધી સ્ટાફ સર્વ છાપવાની વાતને મંજુર કરે છે.

મુક્તિફોજના છાપાને સારૂ લખવાને માટે દરેક મુક્તિફોજના સીપાઇનો અખત્યાર છે.

## જંગીપોકાર કેવી રીતે વેચાય છે?

મુક્તિફોજના અમલદારો તથા સીપાઇઓ બજારોમાં તથા ઘેરઘેર તથા પોતાના મંદીરોમાં વેચે છે.

સભાઓમાં તેમાંનાં ગીતો ગવડાવવામાં આવે છે.

## જંગીપોકારથી શો લાભ થાય છે?

એ વાંચવાથી લોકો મુક્તિફોજનાં કામ ઉપર ધ્યાન લગાડેછે.

એ વાંચવાથી ઘણા લોકો મુક્તિ પામેલા છે.

એથી આપણા સીપાઇઓને આત્મીક મદદ મળે છે, નવા મુક્તિ પામેલાઓ જ્યારે જંગીપોકારો વેચે છે, ત્યારે એથી તેઓની હિમ્મત વધે છે અને બહીકણુ સીપાઇઓ શુરવીરો થઈ જાય છે.

---

## *LESSON V. TERRITORIAL HEADQUARTERS.*

D. O. AND F. O.

## પાઠ ૫.

## ટેરિટોરિયલ હેડકવાર્ટર્સ પ્રાંતપતિ તથા પલટણદારો વિષે.

---

**ટેરિટરીનું એ મુખ્ય થાણું છે જ્યાંથી આ દેશમાં મુક્તિફોજનું કામ ચલાવવામાં આવે છે.**

ટેરિટોરિયલ કમાંડરનું કામ નીચે પ્રમાણે છેઃ—

આ દેશમાં મુક્તિફોજ તેના તાબામાં રહે છે.

સ્ટાફ કપતાનના ઓદ્ધાના તથા એથી ઉતરતા સર્વ અમલદારોની નેમણુકો તથા ઓદ્ધાઓ તેના તરફથી આપવામાં આવેછે.

તે દરેક પ્રાંતની મુલાકાત લે છે.

તે દરેક પ્રાંતની આત્મીક તેમજ નાણાં સંબંધીના સ્થીતિની તપાસ કરતા રહે છે.

તે નિયમ તથા આજ્ઞાઓને પળાવવાને માટે જવાબદાર રહેછે.

તે આખી ટેરિટરીના જુનીયર કામને વાસ્તે જવાબદારછે.

તે આખી ટેરિટરીમાંની મીલકત તથા જોઇતાં નાણાંને વાસ્તે જવાબદાર છે.

ગુજરાત તથા પશ્ચિમ હીંદના ટેરિટોરિયલ કમાંડરના મદદગારો નીચે પ્રમાણે છેઃ—

**ચીફ સેક્રેટરી** (પ્રધાન ચિતનિસ) તે ટેરિટરીમાં કમા-ન્ડરથી ઉતરતી નિમણુકપર છે અને કમાન્ડરની ગેરહાજરીમાં તે તેની અવેજીમાં કામ ચલાવે છે.

કેળવણીખાતાના સેક્રેટરી એ ટેરિટરીમાંના સર્વે કેળવણી ખાતાનું તથા જુનીયર કામની દેખરેખ કરે છે.

હવે ટેરિટોરિયલ હેડક્વાર્ટર્સમાં નીચેના ખાતાઓ ચાલેછે:-

ચીફ સેક્રેટરીનું.

મીલકતનું.

છ.પાનું.

નાણાનું.

કેળવણીનું,

એમાંનું દરેક ખાતું એક એવા અમલદારના તાબામાં રહે છે કે જે પોતાના કામ વિષે ચીફ સેક્રેટરીની આગળ જવાબ-દાર રહે છે.

## ટેરિટરિની આવક વિષે.

ટેરિટરિની આવક નિચે લખેલી જગ્યાએથી આવે છે:—

આસેસમેંટથી.

કાપણીના પેર્વાથી.

મિત્રોના દાનથી.

લંડનથી આવે છે તે ગ્રાંટથી.

એ પૈસા હેઠળ લખેલાં કામોમાં ખર્ચાય છે:—

અમલદારોના ગુજરાનના ખરચને માટે, મંદવાડો માટે મદદ આપવા સારૂ, સર્વ કામની દેખરેખને માટે જેમકે મુસાફરી વગેરે.

## પ્રાંતપતિ.

### પ્રાંતપતિનું કામ તથા જવાબદારી.

પોતાના પ્રાંતના કામ વિશે પ્રાંતપતિએ હેડકવાર્ટર્સને જવાબ આપવો પડે છે.

વળી તે અમલદારો, તેઓની તનદરસ્તી, સુખ, ઉપયોગીપણું વગેરેને માટે જવાબદાર છે.

તે પલટણના કામ તથા સીપાઇઓને વાસ્તે જવાબદારછે

તે મુક્તિફોજની મીલકત તથા મંદીરો વગેરેને માટે જવાબદાર છે.

તે જુનીયરના કામને માટે જવાબદાર છે.

તે ઉમેદવારોને મોકલવાને માટે જવાબદાર છે.

તે પલટણોનાં નાણાંને વાસ્તે જવાબદાર છે.

હેડકવાર્ટર્સના બતાવ્યા પ્રમાણે નવી પલટણોને ઉઘાડવાને માટે જવાબદાર છે.

મહીનામાં તેણે દરેક પલટણની મુલાકાત લેવી જોઇએ.

તેણે અનુક્રમ પ્રમાણે પલટણના હીસાબની ચોપડીઓ તથા બીજી ચોપડીઓની તપાસણી કરવી જોઇએ અને જો જરૂર પડે

તો લોક અમલદારોને એકાંત બોલાવીને તેઓની સાથે એ વિશે વાત કરવી જોઇએ.

પ્રાંત પતિને માટે જે નિયમ બાંધેલા છે તેઓ તાલુકાદાર તથા સેક્ષનદારને પણ સરખી રીતે લાગુ પડે છે કે જે પ્રાંત-પતિની આગળ કામ વિશે જવાબદાર છે.

## પલટણદારનું કામ

તે પલટણનાં બધાં કામ ચલાવવાને માટે જવાબદાર છે.

લોકલ અમલદારોને માટે તથા તેઓના કામ ને વાસ્તે તે જવાબદાર છે.

આજ્ઞાઓ પ્રમાણે સઘળી સભાઓ ચલાવવાને માટે તે જવાબદાર છે.

પલટણનો ખરચ પુરા પાડવામાં જય પામવાને માટે તે જવાબદાર છે.

જુનીયર યુદ્ધને માટે જવાબદાર છે. કાપણી, રવનકાર તથા બીજા ખાંસ યત્નો વાસ્તે જવાબદાર છે.

જંગીપોકારનાં વેચાણને માટે જવાબદાર છે.

દરેક સીપાઇ તથા દરેક નવા મુક્તિ પામેલાની ખબર લે-વાને તથા મદદ કરવાને માટે તે જવાબદાર છે

જે ગામ તથા બહાર ગામોમાં તે કામ કરે છે તેઓમાંના લોકોના આત્માઓને વાસ્તે તે જવાબદાર છે.

---

## *LESSON VI. F. Os. DIFFICULTIES AND UNIFORM.*

## પાઠ ૬.

## પલટણદારોની મુશ્કેલીઓ તથા સૈન્યવેશ વિષે.

### પલટણદારની તનદરૂસ્તી.

અમલદારો વિષે પ્રાંત પતિની જવાબદારી. અમલદારો માંદા થાય ત્યારે પ્રાંતપતિએ તરત તેઓની ખબર લઈ તેઓની બનતી મદદ કરવી તથા ટેરિટોરીયલ હેડક્વાર્ટર્સ પર ખબર પહોંચાડવી જોઇએ.

**જ્યારે અમલદારો ખોટી મતલબનાં કારણથી રાજીનામું આપીને નીકળી જાય છે ત્યારે તેઓની સાથે કેવી રીતે વરતવું જોઇએ?**

ન્યાયની રીતે તથા પ્રેમથી તેઓની સાથે વરતવું.

જ્યારે કોઈ મુક્તિ ફોજનું નુકશાન કરે ત્યારે તે વિષે પોતાની ખુશીથી કંઈ બોલ્યા વગર મુક્તિફોજ રહી સકેલી છે.

ફોજના એમ કરવાથી વારંવાર અમલદારોએ પસ્તાવો કરીને પાછા આવવાને માટે અરજી કરેલી છે

**ઊપરની વાતોપરથી શું સમજવું જોઇએ?**

ઊતાવળથી નીકળી જવાને માગવું નહી જોઇએ.

મનમાં ખરી ખાત્રી કીધા વગર જવું નહીં.

ઈન્સાફના દીવસે તમારે પસ્તાવો કરવું ન પડે એ વિષે પહેલાથી નિશ્ચે કરો.

## અમલદારનું કામ કયારે છોડી દેવું જોઇએ?

જ્યારે વારંવાર માંદા થવાના કારણથી કામ થતું ના હોય.
જ્યારે ધણી અથવા ધણીઆણીની તબીયત છેક બગડી જાયછે.
જ્યારે પૂરે પ્રસંગ પામ્યા પછી પોતાને સુધારી સકતા નથી.
બીજાં જે કારણોને લીધે કમાન્ડર લાયક સમજે.

## નીચે બતાવેલાં ખાસ પરીક્ષણો અમલદારોને લાગુ પડે છે:—

વધારે મહેનત ન કરવી પડે એવી જગ્યા શોધી કહાડવી.
વધારે મોટાઈ કે વધારે ધન દોલત મેળવવાની ઇચ્છા રાખવી.

## શૈન્ય વેશ વિશે.

અમલદારોએ હમેશાં સૈન્યવેશ પહેરવું જોઇએ.

જે વખત લોકલ અમલદારો મુક્તિફોજનું કામ કરે છે તે વખત તેઓએ સૈન્ય વેશ પહેરવું જોઇએ અને જો પહેરાય તો પોતાનાં કામ ધંધા કરતા વખતે પણ પહેરવું જોઇએ.

---

# LESSON VII. THE FIELD OFFICER AND HIS CORPS.

## પાઠ ૭.

## પલટણદાર તથા તેની પલટણ.

---

**પલટણદારની નિમણુંકનો ઠરાવ શી રીતે થાય છે?**

પ્રાંતપતિ બદલીઓ વિષે ટેરિટોરીયલ કમાન્ડરને પોતાનો અભિપ્રાય બતાવે છે.

ટેરિટોરીયલ કમાન્ડર તે જોઇને પાકો બંદોબસ્ત કરે છે.

**પોતાની પલટણમાં જય પામવાને વાસ્તે પલટણદારની કેવી જવાબદારી છે!**

તેણે બધી વાતોની દેખરેખ કરવી.

કામ વધારવાની મહેનત કરવી.

ખરા મુક્તિફોજવાળા લોકોના જેવા સ્વભાવના બીજા લોકો થાય તેવી મહેનત કરવી.

નિયમ તથા આજ્ઞાઓને પલાવવી જોઇએ.

જેટલા મુક્તિ પામ્યા વગરના હોય તેઓ સ્ત્રી પુરૂષો અથવા છોકરાં હોય તો પણ તેઓને મુક્તિ પમાડવાની મહેનત કરવી.

**પલટણદારે પ્રાંતપતિનીસાથે કેવીરીતે વરતવું જોઇએ.**

તેને માન આપવું જોઇએ.

તેના હુકમો માનવા જોઇએ.

બરાબર વખત પ્રમાણે તેના ઊપર રીપોર્ટો મોકલવા જોઇએ.

પલટણમાં કોઇ ભારે કામ થાય તો તેને તરત જણાવવું જોઇએ.

પ્રાંતપતિ તપાસવા આવે ત્યારે સાચે સાચી ખબરો આપવી.

જો પલટણદાર માંદો હોય અથવા મુક્તિફોજમાંથી નીકળવાનો વિચાર કરતો હોય તો પ્રાંતપતિને ખબર આપવી જોઇએ.

**અમલદારોને માનપત્રો તથા ભેટ લેવાની મના છે.**

---

## LESSON VIII. OFFICER'S AND CORPS MEETINGS.

## પાઠ ૮.

## અમલદારો તથા પલટણદારોની સભાઓ વિષે.

**અમલદારોની સભાઓ અમલદારોને ઊત્તેજન આપવા તથા આત્મીક લાભને અર્થે કરવામાં આવે છે.**

ઘણું કરીને તેને પ્રાંતપતિ ચલાવે છે.

જેઓ વિશેષ માંદા હોય તેઓના સીવાય બાકી પ્રાંતમાંના દરેક અમલદારે તેમાં હાજર થવું જોઇએ.

અમલદારોએ વખતસર હાજર રહેવું જોઇએ.

સભામાં પ્રાર્થના કરવી, હિમ્મત પામવી દેવની સ્તુતિ કરવી: તથા આત્મીક મદદ પામવી જોઇએ.

અમલદારને કંઈ દુ:ખ હોય અથવા જરૂરનું કામ હોય તો તે વખતે પ્રાંતપતિને મળીને તેને કહેવું જોઇએ.

**પલટણની સભાઓ.** દરેક પલટણદારે સૌથી સારી રીત પ્રમાણે સંભાઓ ચલાવવાને માટે શીખવું જોઇએ. સભાઓ વિષેના નિયમં તથા આજ્ઞાઓ પાળવાને માટે તે જવાબદાર છે.

પલટણમાં નીચે પ્રમાણે જુદી જુદી જાતની સભાઓ કરવી જોઇએ.

૧. પ્રાર્થનાની. ૨. બહારની. ૩. માહેની. ૪. માહેની સભાની પાછળ મુક્તિ પમાડવાની. ૫. પવિત્રાઈની. ૬. સીપાઓની ૭. જુનીયરોની.

તથા બીજી જાત જાતની સભાઓ કરવી જોઇએ.

**રજા લીધા વગર ઠરાવેલી સભાઓમાં ફેરફાર કરવાની મના છે.**

સભાઓ ચલાવવામાં નીચે બતાવેલા નિયમો પાળવા જોઇએ:—

વખત પ્રમાણે સભાનું કામ શરૂ કરવું.

લોકોને જાગૃત કરે એવી રીતે ચલાવવાની ખરામનથી ચલાવવી સભામાં ઠઠ્ઠા મશ્કરી કે ઢોંગ થવા ના દેવા સભામાં હમેશાં કંઇ પણ નવું કરતા રહેવું, ફેરફાર કરવો.

જો મુક્તિની સભા હોય તો કોઇ મુક્તિ પમાડો જો પવિત્રાઇની સભા હોય તો કોઇને પવિત્રાઇ પમાડયા વગર રહેવું નહી; દરેક સભાનું કંઇ સ્પષ્ટ ફળ હોવું જોઇએ.

---

## *LESSON IX. THE CAPTAIN AND HIS LIEUTENENT.*

## પાઠ ૯.

### કપતાન તથા તેના લેફ્ટેનંટ અથવા સ્ત્રી વિષે.

**કપતાન પોતાના લેફ્ટેનંટના હિતને માટે જવાબદાર છે. તેણે તેના દુઃખ સુખમાં ભાગ લેવો જોઇએ.**

આત્મીક બાબતોમાં, જેમકેઃ—

તેની આત્મીક સ્થીતિ વીષે પુછતા રહેવું તથા આત્મીક વાતોના વિશે સમજણ પાડવી.

તે જો ભુલ કરે તો પ્રેમથી તેને સમજાવવું જોઇએ.

તેની સાથે પ્રાર્થના કરીને બાઇબલ વાંચવું જોઇએ.

તેને સારો નમુનો આપવો તથા તે પર સારી અસર લગાડવી જોઇએ " સોબત તેવી અસર " લેફ્ટેનંટ ઘણું કરીને કપતાનનો નમુનો પકડે છે.

ઘરમાં સારી ચાલ ચાલવાની સંભાલ કરવી.

તેને બરોબર રીતે પ્રાર્થના કરવાને માટે વખત આપવો જોઇએ.

**તેનું જ્ઞાન વધારો.**

( ૧. ) તેને બાઈબલ વિષે સમજાવવું.

( ૨. ) બાઇબલ વાંચવાનો ઉત્તેજન આપો.

( ૩. ) એવી વાતો વિષે તેની સાથે વાતચીત કરો કે જેથી તે મદદ પામી શકે.

પલટણમાં તેની પાસે કામ કરાવો.

વારંવાર તેને સભા ચલાવવાદો.

યુદ્ધ કરવા જાઓ ત્યારે તેને તમારી સાથે લઈને જાઓ.

**અમલદારોના વિભાગો વિષે.** ઓદ્ધાની અગત્ય છે, આસામીઓના જુદા જુદા જવાબદારીના કારણથી તથા ફોજની સત્તા રાખીએ છીએ તેથી જેટલા અમલદારોના ઓદ્ધાઓ સરખા છે તે સર્વને એકજ કામ સોંપવામાં આવતું નથી, કોઈ પલટણનું તથા કોઈ સ્ટાફનું કામ કરે.

સ્ટાફ અમલદારો વિશેષ કરીને એવા છે કે જેઓ બીજાના ઊપર દેખરેખ કરે છે જેમકે પ્રોવિન્સ્યલ અમલદારો. પ્રાંત પતિઓ વગેરે અથવા જેઓ ખાતાઓ અથવા આફીસોના ઉપરીઓ હોય છે.

અમલદારોએ દરેક ઓદ્ધામાં અનુક્રમ પ્રમાણે ચઢે તોજ ઉંચી પદવી પામી શકે છે.

આપણી ગોઠવણમાં દરેકને સરખી રીતે ચઢવાનો પસંગ મળે છે.

**અમલદારોની સલામતી.**

જ્યાં સુધી અમલદાર લાયક રીતે વરતે છે. અને સારી ચાલ ચલાવે છે તથા વફાદાર રહે છે. ત્યાંસુધી તેનો ઓદ્ધો

લઇ લેવામાં આવે એવી બીક નથી.

દેવનો માણુસ થયા વગર તે જયવાન થશે નહી.

કોઇ ઉપરીના વહેમને લીધે તે કહાડી નાંખવામાં નહીં આવશે.

પૂરાપૂરી તપાસ વગર બરાબર ખુલાસો આપવાનો પ્રસંગ પામ્યા વગર તથા બરાબર ન્યાય પામ્યા વગર કોઈ અમલદાર કહાડી નાંખવામાં આવશે નહીં.

જો કોઇ અમલદાર પોતાને સુધારવાને માટે જોઇતો પ્રસંગ પામ્યા પછી પોતાના કામમાં હાર પામતો રહે છે તો હે ડકવટર્સ તેને અમલદારનાં કામને મુકી દેવાને કહેશે. ત્યારે

૧. પ્રાંત પતિ તેને મળીને તેની વાતની પુરી તપાસ કરશે.

૨. જો જરૂરી માલમ પડે તો પ્રાંત પતિ પણ તેને મળશે.

૩. જો તેમ કરતા ખુલાસો નહીં નીકળે તો કોર્ટ ઓવએન્કવાઇરી બેસાડવાને માટે હુકમ થઇ શકે છે.

જો એવી રીતે ફેંસલો નહીં થાય તો તે ટેરીટોરિયલ કમાન્ડરની આગળ અરજી કરી શકે છે.

---